મૅક્‌મિલન્સ્ ન્યુ

# ઇંગ્લીશ રીડર.

નંબર ૧ ના અર્થ.



કિંમત ૪ આના.

# મ્યા. ન્યુ ઇંગ્લીશ રીડર.

## નંબર ૧ લાના

અર્થ

ગુજરાતી તરજુમાં સાથે

પ્રસિદ્ધ કરનાર
બાલકૃષ્ણ લક્ષ્મણ પાઠક
બુકસેલર અને પબ્લિશર
મોતીબાઝાર પારસી ગલ્લીને નાકે
પુસ્તકોની દુકાને વેચતા મળશે.

કીંમત ૪ આના.

# MEANINGS OF MACMILLAN'S NEW ENGLISH READERS.

# READER NO-1.

## મૅક્મિલન્સ્ ન્યુ ઇંગ્લિશ્ રીડર્સ્. રીડર ૧ લાંના મીનિંગ

### Lesson 1. પાઠ ૧ લો:

### OUR SHOOL.

Our ( આર્ ) આપણી
School ( સ્કૂલ્ ) નીશાળ.
Govind ( ગોવિંદ્ ) વિશેષ નામ છે.
Was going (ઉવૉઝ્ ગોઇંગ્ જતો હતો.
Monday morning ( મન્ડે મૉનિંગ્ ) શોમવારે સવારે.
Just then ( જસ્ટ્ ધેન્ ) ત્યારપછી તરતજ; એટલામાં
To see ( ટુ સી ) મલવાને.
Friend ( ફ્રેન્ડ્ ) મીત્ર.
Lives ( લિવ્ઝ્ ) રહે છે.
Next ( નેક્સ્ટ્ ) બીજા; જોડેના.
House ( હાઉસ ) ઘર.
Good-Morning ( ગુડ્ મૉર્નિંગ્ ) સવારની સલામ.
Am starting ( ઍમ્ સ્ટાર્ટિંગ ) ઉપડું છું.

Told ( ટોલ્ડ્ ) કહ્યું.
May Come (મે કમ્) આવું.
Along ( ઍલૉંગ્ ) આગળ.
Picture ( પિક્ચર્ ) ચીત્ર.
Class-room ( ક્લાસ્ રૂમ્ ) નીશાળનો ઓરડો.
Was drawn ( ઉવૉઝ્ ડ્રૉન્ ) દોરવામાં આવ્યો હતો.
Writer ( રાઇટર્ ) લખનાર.
Table ( ટેબલ્ ) મેજ.
Boys ( બોય્ઝ્ ) છોકરા.
Desk ( ડેસ્ક્ ) ઢળતું મેજ.
Bench ( બેન્ચ્ ) બાંકડો.
In front of ( ઇન્ ફ્રન્ટ્ ઑફ્ ) આગળ; નજીક.
Are lying ( આર્ લાઇંગ્ ) પડેલી છે.
Behind ( બીહાઇન્ડ્ ) પછવાડે.
Another ( અનધર્ ) બીજી.
More ( મોર ) વધારે.

Too ( ટૂ ) જોઈએ તે કરતાં વધારે.
Small ( સ્મૉલ્ ) નાની.
Tall ( ટૉલ્ ) ઉંચો.
Gentleman ( જેન્ટલ્મૅન્ ) સદ્‌ગૃહસ્થ.
Standing up ( સ્ટૅન્ડિંગ અપ ) ઉભેલો.
Turban ( ટર્બન્ ) પાઘડી.
Class-master ( કલાસ્-માસ્ટર્ ) વર્ગના શિક્ષક.
Is doing ( ઇઝ્ ડુઇંગ્ ) કરે છે.
Is teaching ( ઇઝ્ ટીચીંગ્ ) શીખવે છે.
Left ( લેફ્ટ્ ) ડાબો.
Globe ( ગ્લોબ્ ) ગોળો.
Finger ( ફિંગર્ ) આંગળી.
Is pointing ( ઇઝ્ પૉઇન્ટિંગ્ ) દેખાડે છે.
India ( ઇન્ડિયા ) હિંદુસ્તાન.
Is saying ( ઇઝ્ સેઇંગ્ ) કહે છે.
Country ( કન્ટ્રી ) દેશ.
Same ( સેઇમ્ ) એજ; સરખો.
Shape ( શેઇપ્ ) આકાર.
Earth ( અર્થ્ ) પૃથ્વી.
Round ( રાઉન્ડ્ ) ગોળ.
High ( હાઇ ) ઉંચી.
Stand ( સ્ટૅન્ડ્ ) બેઠક.
Close to ( ક્લૉઝ્ ટુ ) નજીક
Wall ( વૉલ્ ) ભીંત.
England ( ઇંગ્લૅન્ડ્ ) વિલાયત.
Show ( શો ) બતાવવું.
Things ( થિંગ્સ્ ) ચીજો.
Let us start ( લેટ્ અસ્ સ્ટાર્ટ્ ) ચાલો આપણી ઉપડીએ.
Late ( લેઇટ્ ) મોડા.
Term ( ટર્મ્ ) વારી; છ છ મહિનાની એકવારી.
Opens ( ઓપન્સ ) ઉઘડે છે.
To-day ( ટુ-ડે ) આજે.
Many ( મેની ) ઘણા.
New ( ન્યુ ) નવા.
First ( ફર્સ્ટ્ ) પહેલો.
Have left ( હેવ્ લેફ્ટ ) છોડી દીધી છે.
Old ( ઓલ્ડ્ ) જુની.
Want ( વૉન્ટ્ ) માગુંછું.
To learn ( ટુ લર્ન ) શીખવાનો.
English ( ઇંગ્લિશ્ ) ઇંગ્રેજી.
Talk ( ટૉક્ ) વાત કરવી.

Taught ( ટૉટ્ ) શીખવ્યું.
Read ( રીડ્ ) વાંચવું.
Write ( રાઇટ્ ) લખવું.
Knows ( નોઝ્ ) જાણે છે.
Well ( ઉવેલ્ ) સારીરીતે.
Said ( સેઇડ્ ) કહ્યું
Best ( બેસ્ટ્ ) ઉત્તમ.
Way ( ઉવે ) રીત; રસ્તો.
Good ( ગૂડ્ ) સારૂ.
Very ( વેરી ) ઘણું.
Will find ( હવિલ્ ફાઇન્ડ્ ) શોધી કાઢશો.
Easy ( ઇઝી ) સહેલું.
Eook ( બૂક્ ) ચોપડી.
First primer ( ફર્સ્ટ્ પ્રાઇમર્ ) પહેલી બાળપોથી.
Must call ( મસ્ટ્ કોલ્ ) કહેવું જોઇએ.
Head-master ( હેડ્-માસ્ટર્ ) મુખ્ય શિક્ષક.
Speak to ( સ્પીક્ ટુ ) વાત કરવી.
Them ( થેમ્ ) તેમને.
Sir ( સર્ ) સાહેબ.
Every ( એવરી ) દરેક.
Do play ( ડુ પ્લે ) રમે છે.
Games ( ગેઇમ્સ્ ) રમતો.
Work ( ઉવર્ક્ ) કામ કરવું.
Hard ( હાર્ડ્ ) સખત; કઠણ.
At a time ( ઍટ્ એ ટાઇમ્ ) એકી વખતે.
Gave ( ગેઇવ્ ) આપ્યો.
Ball ( બૉલ્ ) દડો.
Yesterday ( યસ્ટરડે ) ગઇ કાલે.
Have ( હેવ્ ) ની પાસે છે.
At home ( ઍટ્ હોમ્ ) ઘેર.
Evening ( ઇવનિંગ્ ) સાંજ.

## PHRASES.

It is time-વખત થયો છે. He has a turban-તેણે પાઘડી પહેરી છે. When school is over-જ્યારે નિશાળ છુટે ત્યારે.

## અમારી નિશાળ.

ગોવિંદ શોમવારે સવારે નિશાળે જતો હતો. એટલામાં ગોપાલ તેને મળવાને આવ્યો. ગોપાલ તેનો મીત્ર છે. તે જોડેના ઘરમાં રહે છે. ગોપાલ—ગોવિંદ, સાહેબજી. તમે નીશાળે જાઓ છે ? ગોવિંદ—ગોપાલ, સાહેબજી. હા, જવાનો વખત

થયો છે. હું હમણાજ ઉપડું છું. ગોવીંદ—તમે મને તમારી સાથે લઈ જશો? મારા બાપાએ મને તમારી નિશાળે જવા કહ્યું. હું તમારી સાથે આવું? ગોવિંદ—અરે હા, ચાલ. હું તમને મારી સાથે લઇ જઈશ. જુઓ! મારા નીશાળના ઓરડાનું ચીત્ર આ રહ્યું. તે અમારી સ્કુલના કલાર્કુથી કાઢવામાં આવ્યું હતું. ગોપાલ—કેવું સુંદર ચીત્ર! હું તમને તેમાં જોઈ શકું છું. ત્રણ છોકરા સાથે મેજ ઉપર બેઠેલા તમે પેલા રહ્યા. ગોવિંદ—તે મેજ નથી. તે ઢળતું મેજ છે. હું અને બીજા ત્રણ છોકરા બાંકડા ઉપર બેઠા છીએ અને ડેસ્ક અમારી આગાડી છે. અમારી સ્લેટો તેના ઉપર પડેલી છે. અમારી પછવાડે બીજું ડેસ્ક છે અને ચાર વધારે છોકરા તેની પાસે બેઠા છે. તમે તેને ચીત્રમાં જોઈ શકતા નથી. તે ઘણું નાનું છે. પણ તમે એક છોકરાને જોઇ શકો છો ગોપાલ—પેલા ઉંચા ગૃહસ્થ ઉભેલા છે તે કોણ છે? તેણે પાઘડી પહેરી છે. ગોવિંદ—તે અમારા વર્ગના શિક્ષક છે. ગોપાલ—તે શું કરે છે? ગોવિંદ—તે અમને શીખવે છે. તેનો ડાબો હાથ ગોળા ઉપર છે. તેની આંગળી હિંદુસ્તાન બતાવે છે. તે કહે છે કે છોકરાઓ, આ હિંદુસ્તાન છે, આ આપણો દેશ છે. તે ગોળાને પૃથ્વીને જેવો આકાર છે તેવોજ આકાર છે. તે ગોળ છે. તે ઉંચી બેઠક ઉપર છે. તેની નજદીક અમારા શિક્ષકનું મેજ છે. ગોપાલ—ભીંત ઉપર પેલાં ચીત્રો શાનાં છે? ગોવિંદ—તે નકશા છે એક ઇંગ્લૅન્ડનો નકશો છે. બીજો હિંદુસ્તાનનો નકશો છે. જ્યારે તમે નીશાળે આવશો ત્યારે હું તમને ઓરડાંની બધી ચીજો બતાવીશ. હવે ચાલો આપણે ઉપડીએ, નહિતો મોડા થઇએ. આ ટર્મનો પહેલો દીવસ છે. આજે નીશાળ ઉઘડે છે. ઘણા નવા છોકરા ત્યાં હશે. તમે તમારી જુની નિશાળ છોડી દીધી? ગોપાલ—હા, તેઓ ત્યાં ઇંગ્રેજી શીખવતા નથી. હું ઇંગ્રેજી શીખવાને માગું છું. ગોવિંદ—પણ તમે ઈંગ્રેજીમાં વાત કરી શકો. તમને વાત

કરતાં કોણે શીખવ્યું ? તમે વળી ઇંગ્રેજી વાંચી અને લખી શકોછો ? ગોપાલ—મારા બાપ ઈંગ્રેજી સારૂં જાણે છે. તેણે મને વાત કરતાં શીખવ્યું. તેણે કહ્યું કે પહેલાં વાત કરતાં શીખવું, અને ત્યારપછી લખતાં શીખવું. તે શીખવાની ઉત્તમ રીત છે. ગોવિંદ—તમે ઇંગ્રેજી ઘણું સારૂં વાત કરી શકો છો. તમને વાંચતાં અને લખતાં ઘણું સહેલું પડશે ગોપાલ—નિશાળમાં હું કઈ ચોપડી વાંચું ? ગોવિંદ—તમે પહેલી બાળપોથી વાંચજો. ગોપાલ—જ્યારે હું હેડ્ માસ્તર સાહેબ જોડે અને મારા વર્ગના શિક્ષક જોડે વાત કરૂં ત્યારે મારે શું કહીને તેમને બોલાવવા જોઈએ ? ગોવીંદ—તમારે દરેક શિક્ષકને સાહેબ કહેવું જોઈએ. ગોપાલ—તમારી નીશાળમાં છોકરાઓ રમે છે ? ગોવિંદ—અરે હા ! અમે ઘણી રમતો રમીએ છીએ. અમે નીશાળમાં સખત કામ કરીએ છીએ. અને જ્યારે નિશાળ છુટે છે ત્યારે અમે રમીએ છીએ. અમે એકી વખતે એક ચીજ કરીએ છીએ અને તે સારી કરીએ છીએ. ગોપાલ—મારા ભાઇએ મને ગઇ કાલે એક નવો દડો આપ્યો. મારી પાસે તે ઘેર છે. આજ સાંજે હું તેનાથી રમીશ.

---

## Lэson 2. પાઠ ૨ જો.

## ONE THING AT A TIME.

Went ( ઉવેન્ટ્ ) ગયો.
Took ( ટૂક્ ) લઈ ગયો.
Him ( હિમ્ ) તેને.
Have brought ( હેવ્ બ્રૉટ્ ) લાવ્યા છો.
A letter ( એ લેટર્ ) પત્ર; ચીઠ્ઠી.
Father ( ફાધર્ ) બાપ.
Will get ( ઉવિલ્ ગેટ્ ) લાવીશ.
So ( સો ) તેથી.
Read ( રેડ્ ) વાંચી.
Put ( પુટ્ ) મુક્યો.
Allday ( ઓલ્ડે ) આખો દીવસ.

Took off ( ટૂક્ ઑફ્ ) કાઢી નાખ્યા.
Shoes ( શુઝ્ ) જોડા.
Garden ( ગાર્ડન્ ) બાગ.
Played ( પ્લેડ્ ) રમ્યો.
Till ( ટિલ્ ) જ્યાંસુધી–ત્યાંસુધી
Was tired ( ઉવૉઝ્ ટાયર્ડ્ ) થાકી ગયો.
While ( ઉવ્હાઇલ્ ) જ્યારે.
Happy ( હૅપી ) સુખી.
Might ( માઈટ્ ) જોર.

Your ( યૉર્ ) તમારૂં.
Done ( ડન્ ) કરેલી.
By halves ( બાય્ હાલ્વ્ઝ્ ) અડધી.
Never ( નેવર્ ) કદી નહી.
Are done ( આર્ ડન્ ) પુરી થાય છે.
Right ( રાઇટ્ ) બરાબર; ખરી.
Rule ( રૂલ્ ) કાયદો; નીયમ
Can tell ( કૅન્ ટેલ્ ) કહી શકે છે.

PHRASES.

One thing at a time–એકી વખતે એક ચીજ. He took off his shoes–તેણે તેના જોડા કાઢી નાખ્યા.

**એકી વખતે એક ચીજ.**

ગોપાલ નીશાળે ગયો. ગોવિંદ તેને હેડ માસ્તર સાહેબ પાસે લઇ ગયો. તેણે તેને કહ્યું, "તમે તમારા બાપ પાસેથી ચીઠ્ઠી લાવ્યા છો ?" ગોપાલે કહ્યું "ના, સાહેબ, પણ હું ઘેર જઇશ અને લાવીશ" તેથી તે ઘેર ગયો. તેના બાપે તેને હેડ માસ્તર સાહેબ ઉપર ચીઠી આપી હેડ માસ્તર સાહેબે તે વાંચી અને તેને વર્ગમાં મુક્યો. સાંજે તે ઘેર ગયો. તેણે આખો દીવસ નીશાળે કામ કર્યું. તેણે તેના જોડા કાઢી નાખ્યા અને તેના નવા દડા સાથે બાગમાં દોડયો. ત્યાં તે જયાં સુધી થાકી ગયો ત્યાં સુધી દડો રમ્યો.

જ્યારે તમે કામ કરતા હો ત્યારે કામ કરો, જ્યારે તમે રમતા હો ત્યારે રમો, તે હું કહું છું કે સુખી થવાનો ઉત્તમ રસ્તો છે. જે કંઈ તમે કરો તે તમારા જોરથી કરો. અડધી કરેલી ચીજો કદી બરાબર થતી નથી. જેમ ઘણા કહી શકે છે તેમ એકી વખતે એક ચીજ અને તે સારી રીતે કરેલી હોય તે ઘણો સારો નીયમ છે.

---

## Lesson 3. પાઠ ૩ જો.

## THE KING EMPEROR.

Emperor (એમ્પરર્) શહેનશાહ.
Look at (લૂક્ ઍટ્) નજર કરવી
Who (હુ) કોણ.
Son (સન્) છોકરો
Name (નેઈમ્) નામ.
George (જ્યૉર્જ્) રાજાનું નામ છે.
The fifth (ધી ફિફ્થ્) પાંચમા.
Long ago (લૉંગ્ ઍગો) લાંબા વખત ઉપર.
Other (અધર્) બીજા.
Named (નેઈમ્ડ્) નામના
Great (ગ્રેટ્) મોટો.
Greatest (ગ્રેટેસ્ટ્) સૌથી મોટા.
World (વર્લ્ડ્) દુનીઆ.
Rules over (રૂલ્સ્ ઓવર્) ની ઉપર રાજ્ય કરે છે.
Men (મેન્) માણસો.
Than (ધૅન્) કરતાં.
Lived (લિવ્ડ્) થઇ ગયો.
Ever (એવર્) હંમેશાં.
Own (ઓન્) પોતાની.
Land (લૅન્ડ્) ભૂમી.
Ever come (એવર્ કમ્) કોઇ દીવસ આવે છે.
Has been (હૅઝ્ બીન્) આવ્યા છે.
Twice (ટ્વાઇસ્) બે વખત.
Kind (કાઇન્ડ્) માયાળુ.
Dear (ડીઅર્) વહાલા.
Every one (એવરી વન્) દરેક જણ.

Loves ( લવ્ઝ્ ) ચાહેછે.
People ( પીપલ્ ) લોકો.
Whay ( ઉહ્વાઈ ) શામાટે.
Because (બીકૉઝ્ કારણ કે.
Takes care of ( ટેઇકસ્ કૅર્ ઑફ્ ની સંભાળ લેછે.
Keeps ( કીપ્સ્ ) રાખે છે.
From ( ફ્રૉમ્ માંથી.
Harm ( હાર્મ્ ) ઈજા.
Any thing ( ઍની થિંગ્ કંઇક.
Can pray ( કૅન્ પ્રે ) પ્રાર્થના કરી શકે.
To bless ( ટુ બ્લેસ્ ) આશીર્વાદ દેવાને; ખુશી રાખવાને.
Ask ( આસ્ક્ ) પૂછવું.
Safe ( સેફ્ ) મહી સલામત.
Long liv ( લૉગ્ લિવ્ ) લાંબો વખત જીવો.
Noble ( નોબલ ઉમદા
Save ( સેવ્ ) રક્ષણ કરવું.

## PHRASES.

Who ever lived—જે અદ્યાપિ પર્યંત થઇ ગયા. Long live our noble King-અમારા ઉમદા રાજા ઘણું જીવો.

## પાઠ ૩ જો રાજા શહેનશાહ.

બાપ—મારા બેટા, અહીંઆં આવ. આ ચીત્ર તરફ જો. છોકરો—બાપા, આ ગૃહસ્થ કોણ છે ? બાપ—મારા બેટા, આ રાજા શહેનશાહનું ચિત્ર છે. છોકરો—બાપા તેમનું નામ શું છે ? બાપ—તેમનું નામ જ્યૉર્જ છે. આપણે તેમને જ્યૉર્જ પાંચમા કહીએ છીએ. તે ગ્રેટ બ્રિટન અને આયર્લૅન્ડના રાજા છે. અને હિંદુસ્તાનના શહેનશાહ છે. છોકરો—બાપા, આપણે તેમને પાંચમા જ્યૉર્જ કેમ કહીએ છીએ ? બાપ—તે તે નામવાળા પાંચમા રાજા છે. લાંબા વખત ઉપર જ્યાર્જ નામના રાજાઓ ઇંગ્લૅન્ડમાં થઇ ગયા. જ્યૉર્જ નામના ચાર રાજાઓ થઇ ગયા. આપણા રાજા પાંચમા જ્યાર્જ છે. છોકરો—બાપા, તે મોટા રાજા છે ? બાપ—હા, મારા છોકરા, આખી દુનીઆમાં તે સૌથી મોટામાં મોટા રાજા છે. જે કોઈ રાજા અદ્યાપિપર્યંત

થઈ ગયો તેના કરતાં વધારે માણસો ઉપર તે રાજ્ય કરે છે છોકરો—બાપા, તે ક્યાં રહે છે? બાપ—તે ઇંગ્લન્ડમાં રહે છે. તે તેની પોતાની ભૂમી છે તે કોઈ વખત હિંદુસ્તાનમાં આવે છે? બાપ—હા તે હિંદુસ્તાનમાં બે વખત આવ્યા છે છોકરો—તે માયાળુ અને ભલા છે? બાપ—મા! વહાલા છોકરા, અરે હા! તે દરેક જણ જોડે ઘણા માયાળુ અને ભલા છે તે તેના લોકોને ચાહે છે જ્યારે તેઓ સુખી હોય છે, ત્યારે તે ખુશી હોય છે. છોકરો—બાપા તેમને તેમના લોકો ચાહે છે? બાપ—હા, બધા તેના લોકો તેને ચાહે છે. છોકરો—શા માટે તેઓ તેને ચાહે છે? બાપ—તેઓ તેમને ચાહે છે, કારણ કે તે તેમને ચાહે છે. તેઓ જાણે છે કે તે માયાળુ અને ભલા છે. તે તેમની સંભાળ લે છે. તે તેમને દુઃખમાંથી બચાવે છે મારા છોકરા, તારે પણ તેમને ચાહવા જોઈએ. તે તમારો રાજા છે. છોકરો—હું મારા રાજા વાસ્તે કંઈ કરી શકું? બાપ—હા, મારા છોકરા! તેમને સુખી રાખવાને તમે ઇશ્વરની પ્રાર્થના કરી શકો તેમની સંભાળ રાખવાને અને સહી સલામત અને સુખી રાખવાને ઇશ્વરને અરજ કરો. અમારા રાજા મહાન જ્યોર્જનું રક્ષણ કરો! અમારા ઉમદા રાજા ઘણું જીવો! ઇશ્વર, રાજાનું રક્ષણ કરો.

## Lesson 4. પાઠ ૪ થો.

## ROMAN FINGURES.

Roman (રોમન) રોમદેશના.
Figures (ફિગર્સ્) આંકડા.
Well (વેલ) ઠીક.
Month (મન્થ) મહીનો.
How (હાઉ) કેવી રીતે
Like (લાઇક્) પસંદ કરવું.
Very much (વેરી મચ્) ઘણું વધારે
Some-thing (સમ-થિંગ્) કંઈક
Did learn (ડિડ્ લર્ન્) શીખ્યા.

About ( ઍબાઉટ્ ) વિષે.
A mark ( એ માર્ક્ ) નીશાની.
Number ( નમ્બર્ ) સંખ્યા.
Num ral ( ન્યુમરલ્ ) સંખ્યા
Figure ( ફિગર્ ) આંકડો.
Let me see ( લેટ્ મી સી ) મને જોવા દે.
Quite ( ક્વાઇટ્ ) તદન.
Remember ( રીમેમ્બર્ ) યાદ રાખવું.
Learnt ( લર્ન્ટ્ ) શીખ્યા.
To spell ( ટુ સ્પેલ્ ) જોડણી કરવી.
Of writing ( ઑફ્ રાઇટિંગ્ ) લખવાની.
Yet ( યટ્ ) હજીસુધી.
Little ( લિટલ્ ) નાનું.
Card ( કાર્ડ ) પતું.
Upto ( અપ્ ટુ ) સુધી.
Twelve ( ટ્વેલ્વ્ ) બાર.
Common ( કોમન્ ) સાધારણ.
Where ( ઉવ્હેર્ ) ક્યાં.
Pocket ( પૉકેટ્ ) ખીસ્સું.
Here it is ( હીઅર્ ઇટ્ ઇઝ્ ) તે આ રહ્યું.
Nice ( નાઇસ્ ) સુંદર

Are going ( આર્ ગોઇંગ્ ) જાઓછો.
Garden ( ગાર્ડન્ ) બાગ.
Now ( નાઉ ) હમણા.
Hour ( અવર્ ) કલાક.
After ( આફ્ટર્ ) પછી
To go for a walk ( ટુ ગો ફૉર્ એ ઉવૉક્ ) ફરવા જવું.
About ( ઍબાઉટ્ ) આમ તેમ.
Will make ( ઉવિલ્ મેઇક્ ) બનાવશે.
Strong ( સ્ટ્રૉંગ્ ) જોરાવર.
True ( ટ્રુ ) સાચું.
Be off ( બી ઑફ્ ) જાઓ
To-morrow ( ટુમૉરો ) આવતી કાલે.
Cold ( કોલ્ડ્ ) ઠંડો.
Wind ( ઉવિન્ડ્ ) પવન.
Is blowing ( ઇઝ બ્લોઇંગ્ ) વાય છે.
Deep ( ડીપ્ ) ઉંડી.
River ( રિવર્ ) નદી
Is flowing ( ઇઝ્ ફ્લોઇંગ્ ) વહે છે
White ( ઉવ્હાઇટ્ ) સફેદ.
Cow ( કાઉ ) ગાય.

Is lowing (ઇઝ્ લોઇંગ્) બરાડે છે.
Green (ગ્રીન્) લીલું.
Grass (ગ્રાસ્) ઘાસ.
Is growing (ઇઝ્ ગ્રોઇંગ્) ઊગે છે.
Pretty (પ્રેટી) સુંદર.
Birds (બર્ડ્ઝ) પક્ષીઓ.
Are singing (આર્ સિંગિંગ્) ગાય છે.
School bell (સ્કૂલ્ બેલ્) નીશાળનો ઘંટ.
Is ringing (ઇઝ્ રિંગિંગ્) વાગે છે.
Are walking (આર્ વોકિંગ્) ચાલે છે.

## PHRASES.

Did you not learn–તમે શીખ્યા નહી? Go for a walk–ફરવા જાઓ.

## પાઠ ૪ થો. રોમદેશના આંકડા.

બાપ—ઠીક, ગોપાલ, તમે એક મહીનાથી તમારી નવી નિશાળે છો. તમને તે કેમ ગમે છે? ગોપાલ–ઓ બાપા! મને તે ઘણી ગમે છે. મારા શિક્ષક મારી અને બીજા છોકરાઓ જોડે ઘણા માયાળુ છે. હું દરરોજ કંઈનું કંઈ નવું શીખું છું. બાપ—તમે દરરોજ કંઈનું કંઇ નવું શીખોછો. તમે શીખોછો? આજે તમે શું શીખ્યા? ગોપાલ–અમે રોમદેશના આંકડા વિષે બધું શીખ્યા. બાપ–રોમદેશના આંકડા વિષે! આંકડો શું છે તે તમે જાણો છો? ગોપાલ–અરે હા! તે લાંબા વખત અગાઉ તમે મને શીખવ્યું હતું. આંકડો એ સંખ્યાને માટે નીશાની છે. અમારા શિક્ષક કહે છે કે આંકડા માટે બીજું નામ સંખ્યા છે. દરેક રકમને આંકડો હોય છે. બાપ–તમે શું જાણો છો તે મને જોવા દે. મને તમારી સ્લેટ આપો. હું તેના ઉપર એક, બે, ત્રણ, ચાર સંખ્યાઓ લખીશ. હવે દરેક સંખ્યા માટે તેની નજદીક આંકડો અગર અંક લખો. ગોપાલ—અરે હા! બાપા હું તે લખી શકું છું. સ્લેટ આ રહી અને આંકડા આ રહ્યા.

બાપ—હા, તે તદન ખરા છે. તમને યાદ છે તે જોઇને હુ ખુશી છું. હું ધારૂં છું કે તમે તમારી જુની નીશાળમાં બધી સંખ્યા શીખ્યા. તમે શીખ્યા નહી? ગોપાલ—હા, હું સંખ્યા શીખ્યો, પણ હું ઈંગ્રજીમાં તેમનાં નામ શીખ્યો નહી. તમે મને તે શીખવ્યું હતું. અને સંખ્યાના નામની જોડણી કેવી રીત કરવી તે હું શીખ્યો નહાતો. હું તે મારી નવી નિશાળમાં શીખ્યો. બાપ—ઠીક, તમે આ નિશાનીઓને રોમદેશના આંકડા કહો છો? ગોપાલ—અરે હા! આંકડા લખવાની એ રીત છે. પહેલાં હું આ રીત શીખ્યો. પણ અમારા શિક્ષકે આજે મને બીજી રીત શીખવી. બાપ—હજુ તમે રોમદેશના આ આંકડા લખી શકો છો? ગોપાલ—હું હજુ સુધી તે બરાબર લખી શકતો નથી. પણ મારા શિક્ષકે મને એક નાનું પત્તું આપ્યું. તેણે વર્ગમાંના દરેક છોકરાને એકેક આપ્યું. તેણે મને કહ્યું, "ગોપાલ, ઘેર આ પત્તું લઇજા, એકથી તે બાર સુધી તેના ઉપર સંખ્યા છે; અને સાધારણ આંકડાઓ અને રોમદેશના આંકડાઓ છે." ઘેર તે લખવાને શીખજે. બાપ—ગોપાલ. તે પત્તું કયાં છે? ગોપાલ—બાપા, તે મારાં ખીસ્સામાં છે. તે આ રહ્યું. બાપ—હા આ ઘણું સુંદર પત્તું છે. હવે આ આંકડાઓ શીખવાને તમે જાઓ છો? ગોપાલ—ના, બાપા! હું હમણા રમવાને માગું છું. એક કલાક સુધી હું બાગમા રમીશ. ત્યારપછી આ આંકડાઓ લખવાને શીખીશ. બાપ—અરે હો! તમારા શિક્ષકે તમને રમવાનું એ વળી કહ્યું? ગોપાલ—હા, અમારા શિક્ષકે કહ્યું, "છોકરાઓ, જયારે તમે દરરોજ નિશાળેથી ઘેર જાઓ ત્યારે રમજો, અથવા ફરવા જજો અથવા આમતેમ દોડજો. તે તમને મજબુત બનાવશે અને તમને ઠીક રાખશે." બાપ—તે તદન ખરૂં છું. ગોપાલ, હવે જા, અને રમ. આવતી કાલે સવારે મારી પાસે આવજે, અને જો તમને રોમદેશના આંકડા આવડે તો મને જોવા દેજે.

ટંડો પવન વાય છે ઉંડી નદી વહે છે, ધોળી ગાય ખરાડે છે, લીલું ઘાસ ઉગે છે. સુંદર પક્ષીઓ ગાય છે, નિશાળનો ઘંટ વાગે છે, મોટા છોકરાઓ વાત કરે છે, નાના છોકરાઓ નીશાળમાં ફરે છે.

## Lesson 5. પાઠ ૫ મો.

## THE QUEEN EMPRESS.

Queen ( ક્વીન્ ) રાણી.
Empress ( એમ્પ્રેસ્ ) શહેનશાહબાનુ.
Great Britain ( ગ્રેટ બ્રિટન્ ) દેશનું નામ છે.
Ireland ( આયર્લૅન્ડ્ ) દેશનું નામ છે.
She ( શી ) તેણી ( નારી જાતી )
Wife ( વાઈફ્ ) પરણેયત સ્ત્રી
Husband ( હસ્બન્ડ્ ) ધણી.
Eldest ( એલ્ડેસ્ટ ) સૌથી મોટા.
Prince ( પ્રિન્સ્ ) શાહજાદો.
Wales ( વેલ્સ્ ) પ્રાંતનું નામ છે.

## PHRASES.

May God bless our Queen—ઈશ્વર અમારી રાણીને સુખી રાખે !

આ રાણી શહેનશાહબાનુ ગ્રેટ્બ્રિટન્ અને આયર્લૅન્ડની રાણી અને હિંદુસ્તાનની શહેનશાહબાનુ છે. તેણી જ્યૉર્જ રાજાની સ્ત્રી છે. તે તેના ધણી સાથે ઇંગ્લંન્ડમાં રહે છે. તેનો સૌથી મોટો છોકરો એડ્વર્ડ્, વેલ્સ પ્રાંતનો શાહજાદો છે. અમારી રાણીને ઇશ્વર સુખી રાખે !

## Lesson 6. પાઠ ૬ ઠ્ઠો.

## THE WATCH.

Last night ( લાસ્ટ્ નાઇટ્ ) ગઈ રાત્રીએ.
Again ( અગેઇન્ ) ફરીથી.
Looked ( લુક્ડ્ ) જોયું
Watch ( વૉચ્ ) ખીસ્સાનું ઘડીઆળ.
To hear ( ટુ હીઅર્ ) સાંભળવાને.
Any ( ઍની ) કોઇપણ.
That ( ધૅટ્ ) જે—તે.
Any-where ( ઍની ઉવ્હેર્ ) કોઈપણ જગ્યાએ.
Yesterday ( યસ્ટર્ડે ) ગઈ કાલે.
Wrote ( રોટ્ ) લખ્યું.
Black-board ( બ્લૅક્ બોર્ડ્ ) કાળું પાટીઉં.
Saw ( સૉ ) જોયું.
Else ( એલ્સ્ ) બીજી.
Think ( થિંક્ ) વિચાર કરવો.
Clo-ck ( ક્લૉક્ ) ઓરડીસ ઘડીઆળ.
Were ( વેર્ ) હતા.
Large ( લાર્જ્ ) મોટું.
Heavy ( હેવી ) ભારે.
Put ( પુટ્ ) મુકવું.
Face ( ફેઈસ્ ) ચહેરો; સપાટી; મોઢીઉં.
Please ( પ્લીઝ્ ) મહેરબાની કરીને.
Line ( લાઇન્ ) લીટી.
Circle ( સર્કલ્ ) કુંડાળું.
Lowdown ( લોડાઉન્ ) નીચે
Little ( લિટલ્ ) નાનું.
Sixty ( સિક્સ્ટી ) સાઠ.
Points ( પૉઇન્ટસ્ ) બિંદુઓ; ટપકાં.
May ( મે ) સંશયાર્થની નિશાનિ.
May count ( મે કાઉંટ્ ) ગણો.
If you like ( ઇફ્ યુ લાઇક્ ) જો તમારી મરજી હોય તો.
Try ( ટ્રાઇ ) યત્ન કરવો.
Hardly ( હાર્ડ્લી ) ભાગ્યેજ.
Moving ( મુવિંગ્ ) હાલતું.
Needles ( નીડલ્સ્ ) સોયો.
Is running ( ઇઝ્ રનિંગ્ ) દોડે છે.

Fast ( ફાસ્ટ્ ) જલદીથી.
Long ( લૉંગ્ ) લાંબુ.
Slowly ( સ્લોલી ) ધીમેથી.
At all ( ઍટ્ ઑલ્ ) તદન.
Hands ( હૅન્ડ્સ્ ) હાથ;કાંટા.
Are called ( આર્ કૉલ્ડ્ ) કહેવાય છે.
Second-hand ( સેકન્ડ્ હૅન્ડ્ ) સેકન્ડ કાંટો.
Longest ( લૉંગેસ્ટ્ ) સૌથી લાંબો.
Minute-hand ( મિનિટ્ હૅન્ડ્ ) મિનિટ કાંટો.
So ( સો ) એટલું બધું.
Breakfast ( બ્રેક્ફાસ્ટ્ ) સવારનું ખાણું; હાજરી.
Ready ( રેડી ) તૈયાર.
Off ( ઑફ્ ) દુર.
Table ( ટેબલ્ ) કોઠક.
Time ( ટાઈમ્ ) વખત

## PHRASES.

Will you please tell me—તમે મને મેહરબાની કરીને કહેશો. On the face of a clock—ધળીઆળની સપાટી ઉપર.

## પાઠ ૬ ઠ્ઠો ઘડીઆળ.

ગોપાલ—બાપા, સવારની સલામ. હવે હું રોમદેશના આંકડા જાણું છું. હું તે ગઈ રાત્ર શીખ્યો અને તે ફરીથી આજ સવારે મેં જોયા. હવે હું તે વાંચી શકું છું. બાપ—મારા છોકરા, તે ખરૂં છે હું તે સાંભળીને ખુશી છું હવે અહીંઆં આવો અને મારા ઘડીઆળ તરફ જુઓ. તેના ઉપર કોઈપણ રોમદેશનો આંકડો તમે જોઇ શકો છો? ગોપાલ—હા, હું જે આંકડા શીખ્યો છું તેજ આંકડા જોઉં છે. એકથી તે બાર સુધી તેઓ બધા પેલા રહ્યા. તેઓ ઘડીઆળની ગોળ ચોગર દમ જાય છે. બાપ—તમે ગઈ કાલે નિશાળમાં કોઈપણ જગ્યાએ તે જોયા? ગોપાલ—અમારા શિક્ષકે તે કાળા પાટીઆ ઉપર લખ્યા, અને મેં તે બીજી કોઈ પણ જગ્યાએ જોયા નહી. બાપ—ફરીથી વિચાર કરો. નિશાળના ઓરડામાં ઘડીઆળ

છે ! ગોપાલ—અરે હા ! હવે હું જાણું છું. મેં ઘડીઆળ ઉપર આ આંકડા જોયા. પણ તેઓ શું છે તે મેં જાણ્યું નહી બાપ—ક્લૉક વૉચની પેઠે એકજ વસ્તુ છે, પણ ક્લૉક મોટું અને ભારે છે વૉચ ઘણું નાનું છે તમે જુઓ છો કે હું મારૂં વૉચ મારા ખીસ્સામાં મુકું છું ક્લૉકના મોંઢીઆ ઉપર અને વૉચના મોંઢીઆ ઉપર સરખીજ નિશાનિઓ હોય છે. ગોપાલ—બાપા, તમે મહેરબાની કરીને પેલી નિશાનિઓ વિષે મને બધું કહેશો ? બાપ—મારા ઘડીઆળ તરફ જો તેની ચોગરદમ ગોળ એક લીટી પસાર થાય છે. તે લીટીને આપણે કુંડાળું કહીએ છીએ જાઓ તમે બીજું નાનું કુંડાળું જુઓ છો પેલા દરેક કુંડાળામાં સાઠ કાળી નિશાનિઓ અથવા ટપકાં હોય છે જો તમારી મરજી હોય તો તમે ગણો યત્ન કરો. ગોપાલ—મોટા કુંડાળાનાં ટપકાં હું ગણી શકું છું. પણ નાના કુંડાળાનાં ટપકા હું ભાગ્યેજ જોઈ શકું છું તેઓ ઘણાં નાનાં છે. બાપ—ઘડીઆળમાં તમે કંઈ હાલતું જોઈ શકો છો ? ગોપાલ—ત્રણ કાળી ચીજો કે જે સોયો જેવી દેખાય છે તે હું જોઈ શકું છું. એક ઘણી નાની કે જે નાના કુંડાળાની ચોગરદમ ગોળ ઘણી ઉતાવળથી ફરે છે તે છે. મોટા કુંડાળાની આસપાસ ઘણી ધીમેથી જે ફરે છે તે લાંબી સોય છે વળી ત્રીજી સોય છે. તે તદન હાલતી નથી. બાપ—આ ત્રણ સોયો ઘડીઆળના હાથ છે. ગોપાલ—બાપા, તે કેમ હાથ કહેવાય છે ? બાપ—તેઓ હાથ કહેવાય છે, કારણ કે તેઓ કુંડાળાની કાળી નીશાનિઓ બતાવે છે. નાનો કે જે એટલી બધી ઉતાવળથી દોડે છે તે સેકંડ કાંટો છે. ત્રણમાંનો લાંબામાં લાંબો મીનીટ કાંટો છે. તમે તેને હમણાજ હાલતો જોઈ શકશો. ત્રીજો કલાક કાંટો છે. તે વળી ફરે છે. પણ તે એટલી બધી ધીમેથી ફરે છે કે તમે તેને હાલતો જોઈ શકતા નથી ગોપાલ—હું જોઉં છું, હું જોઉં છું. બાપા, તમારા ઘડીઆળ વિષે વધારે મને તમે કહી શકશો ? બાપ—મારા છોકરા, હમણા નહી. હું તારી માને

તને બોલાવતી સાંભળું છું. હાજરી તૈયાર છે. હાજરી માટે દોડી જા. જ્યારે તમે આજે સ્કુલમાં હો ત્યારે વખતનું કોષ્ટક શીખજો. આવતી કાલે સવાર મારી પાસે આવજો અને હું તમને ઘડીઆળ વિષે વધારે કહીશ.

---

Lesson 7 પાઠ ૭ મો

T‧E PRINCE OF ‧ALE

| | |
|---|---|
| Princ‧ ( પ્રિન્સ્ ) શાહજાદો; પાટવી કુંવર | ‧‧‧rd ( એ‧‧‧ ) ‧‧‧નું નામ છે. |
| Showed ( શોડ્ ) બતાવ્યું | Will ( ‌વિલ્ ) મરજી હોવી. |
| Before ( બીફોર્ ) પહેલાં. | |
| Cover ( કવર્ ) પુઠું. | God ( ગાડ્ ) પરમેશ્વર. |

PHR‧SE‧

Hve you itseen bef‧re—તમે તે ‧‧આગઉ જોયું છે ?
If god will જો પરમેશ્વરની મરજી હોયતો.

### પાઠ ૮ મો. વેલ્સનો શાહજાદો.

બાપ—ગઇ કાલે મેં તમને રાજા અને શહેનશાહ જ્યાર્જ પાંચમાનું ચીત્ર દેખાડયું બીજું ચીત્ર આ રહ્યું તમે તે પહેલાં જોયું છે ? છોકરો-હા. બાપા; આ ચોપડીના પુઠા ઉપર તે છે બાપ—તે કોણ છે તે તમે જાણો છો ? છોકરો—ના ‧ત કોણ છે ? તમે મહેરબાની કરીને મને કહો. બાપ—આ એડવર્ડ વેલ્સનો શાહજાદો છે. તે રાજાનો પાટવી કુંવર છે જો ઇશ્વરની મરજી હશે તો તે એક દીવસ રાજા થશે હમણાં તે પાટવી કુંવર છે. તેની સંભાળ લેવાને આપણે ઇશ્વરની પ્રાર્થના કરવી જોઇએ.

ઇશ્વર વેલ્સના શાહજાદાને સુખી રાખે !

---

## Lesson 8. પાઠ ૮ મો.

### THE WATCH. ( Contiuued )

Continued ( કન્ટિન્યુડ્ ) ચાલુ.
Would ( વુડ્ ) વિલ્નો ભૂતકાળ.
All right ( ઑલ્ રાઇટ્ ) ઠીક.
Told ( ટોલ્ડ્ ) કહ્યું.
To do ( ટુ ડુ ) કરવાને.
Indeed ( ઇન્ડીડ્ ) ખરેખર.
Examine ( એક્ઝામિન્ ) તપાસવું; પરીક્ષા લેવી.
How many ( હાઉ મૅની ) કેટલા.
Well done ( ઉવેલ્ ડન્ ) શાબાશ.
Hold ( હોલ્ડ્ ) પકડવું.
Ear ( ઇઅર્ ) કાન.
Tick ( ટિક્ ) ટિક ટિક કરતો ઠંકારો, ટિક ટિક કરવું.
As fast as ( ઍઝ્ ફાસ્ટ્ ઍઝ્ ) જેટલી ઉતાવળથી-તેટલી ઉતાવળથી.
True ( ટ્રુ ) સાચું.
Does move ( ડઝ્ મુવ્ ) ચાલે છેજ.
Times ( ટાઇમ્ઝ્ ) વખત.
O'clock ( ઑકલૉક્ ) ઘડીઆળના.
Mean ( મીન્ ) નો અર્થ થાય છે.
Short ( શૉર્ટ્ ) ટુંકું.
While ( હ્વાઇલ્ ) જ્યારે.
Is past ( ઇઝ્ પાસ્ટ્ ) થઇ ગયા છે.
Quarter ( ક્વાર્ટર્ ) પા.
Fifteen ( ફિફ્ટીન્ ) પંદર.
Have made ( હેવ્ મેઇડ્ ) બનાવ્યા છે.
Have to do ( હેવ્ ટુ ડુ ) કરવાનું છે.
Quick ( ક્વિક્ ) ઉતાવળથી.
Is passing ( ઇઝ્ પાસિંગ્ ) પસાર થાય છે.
Away ( અવે ) દુર.
Should ( શુડ્ ) જોઇએ; શૅલનો ભૂતકાળ.

### PHRASES.

Here I am—હું આ રહ્યો. You did, did you ? તમે શીખ્યા, તમે શીખ્યા કે ? Hawmany minutes

there are in on hour ?—કલાકની કેટલી મીનીટ થાય છે ? Moves sixty times as fast as the minute hand-મીનીટ કાંટો જેટલી ઉતાવળથી ફરે છે તેના કરતાં સાઠ ઘણી ઉતાવળથી ફરે છે. What o'clock is it ? કેટલા વાગ્યા છે? It is past nine—નવ થઈ ગયા છે.

## પાઠ ૮ મો. ઘડીઆળ ( ચાલુ ).

ગોપાલ—બાપા, હું આ રહ્યો. તમે કહ્યું હતું કે તમે આજ સવારે તમારા ઘડીઆળ વિષે વધારે મને કહેશો. બાપ—ઠીક, છોકરા. મને યાદ છે. પણ મેં તમને કંઈક કરવાનું કહ્યું હતું. તને યાદ છે ? ગોપાલ—હા, બાપા, ખરેખર મને યાદ છે. હું હવે વખત વિષે બધું જાણું છે. હું ગઇ કાલે કોષ્ટક શીખ્યો. બાપ—તમે શીખ્યા, તમે શીખ્યા ને ? મને તમારી પરીક્ષા લેવાદો. કેટલા કલાક હોય છે ? ગોપાલ—દીવસના બાર અને રાત્રીના બાર કલાક હોય છે. બાપ—સારૂ ! કલાકમાં કેટલી મિનીટ હોય છે તે હવે મને કહે. ગોપાલ—કલાકમાં સાઠ મિનીટ હોય છે. બાપ—મિનીટમાં કેટલી સેકંડ હોય છે ? ગોપાલ—મિનીટમાં સાઠ સેકંડ હોય છે. બાપ—શાબાશ ! હવે અહીંઆં આવ. હું તમારા કાન નજીક મારૂં ઘડીઆળ પકડી રાખીશ. તમે શું સાંભળોછો ? ગોપાલ—હું ટિક ટિક ટિક ટિક સાંભળું છું. બાપ—હા. ઘડીઆળ ટીક ટીક કહે છે. દરેક ટકોરો એક સેકંડ છે. મિનિટમાં સાઠ સેકંડ હોય છે. બાપ—હવે મોટા મિનીટ કાંટા તરફ નજર કર. તે મોટા કુંડાળામાં એક કાળા ટપકાથી બીજા ટપકા તરફ મિનિટમાં ફરે છે. તે કલાકમાં ચોગરદમ ગોળ જાય છે. ગોપાલ—હું જોઉં છું. તેનાથી નાનો સેકંડ કાંટો મિનીટ કાંટો જેટલી ઉતાવળથી ફરે છે તેનાથી સાઠ ઘણી ઉતાવળથી સેકંડ કાંટો ફરે છે ! બાપ—તદન ખરૂં. હવે કલાક કાંટા તરફ નજર કર. તમે તેને હાલતો જોઇ શકતા નથી. પણ તે હાલે છેજ. તે એક કલાકમાં

એક આંકડાથી બીજે આંકડે જાય છે. બાર કલાકમાં તે ચોગરદમ ગોળ ફરે છે. ગોપાલ – ત્યારે તો મિનીટ કાંટો જ્યારે કલાક કાંટો એક આંકડેથી બીજે આંકડે જાય છે ત્યારે બાર આંકડે ચોગરદમ ગોળ જાય છે. તે તેનાથી બાર ઘણી ઉતાવળથી ફરે છે! બાપ—તે ખરૂં છે. મારા ઘડીઆળ તરફ નજર કર. કેટલા વાગ્યા છે? ગોપાલ—ઑકલૉકનો શો અર્થ થાય છે? બાપ—ઑકલૉક્ ઑફ્ ધી કલૉકનું ટુંકું છે. જ્યારે હું વૉટ્ ઑકલૉક કહું છું ત્યારે હું ઘડીઆળનો હાલ કેટલામો કલાક છે એમ અર્થ કરૂં છું. કલાક કાંટો અને મિનીટ કાંટો કેટલામો કલાક અને કેટલામી મીનીટ બતાવે છે? ગોપાલ—કેટલા વાગ્યા છે તે હું કહી શકતો નથી. બાપ—કલાક કાંટો નવ પછી થોડુંક બતાવે છે; તેથી નવ થઈ ગયા છે. મીનીટ કાંટો કુંડાળાનો એક પા ભાગ બતાવે છે. તેથી સવા નવ વાગ્યા છે. પા કલાક તે પંદર મિનીટ છે. હવે આ પત્તા તરફ જો. મેં તે તમારે માટે બનાવ્યું છે. દરેક પત્તુ ઘડીઆળના મોંઢીઆનું ચીત્ર છે. કલાક કાંટો અને મિનીટ કાંટો છે. મેં અંદર સેકંડ કાંટો મુકયો નથી, તે સ્કુલમાં લઈ જજો. અને તમારા માસ્તરને તે બતાવજો વખત કેમ કહેવો તે તમને કહેશે. હવે ચાલો આપણે હાજરી માટે જઈએ.

ઘડીઆળ ટિક ટિક ટિક ટિક ટિક કહે છે! જે તમારે કરવાનું છે તે ઉતાવળથી કરો; વખત ઉતાવળથી પસાર થઈ જાય છે; જે તમારે કરવું જોઈએ તે આજેજ કરો.

---

## Lesson 9. પાઠ ૯ મો.

## THE POST—MAN.

Post-man ( પોસ્ટ્મૅન્ ) ટપાલી; કાગળ વહેંચનારો સીપાઈ.

Ananta ( અનન્ત્ ) નામ છે.

Years old (ઈઅર્સ્ ઓલ્ડ્) વરસની ઉમ્મરનો

Always (ઑલ્વેઝ્) હંમેશાં.

Had lived ( હૅડ્ લિવ્ડ્ )

રહ્યો હતો.

Village ( વિલિજ) ગામડું.

Poona ( પૂના ) શહેરનુ નામ છે.

To stay ( ટુ સ્ટે ) રહેવાને.

Cousin ( કઝિન્ ) પીત્રાઈ ભાઈ.

Govind ( ગોવિંદ્ ) છોકરાનું નામ છે.

Called ( કૉલ્ડ્ ) કહીને બોલાવતો

Got to ( ગૉટ્ ટુ ) પહોંચ્યો.

It was late ( ઇટ્ વાઝ્ લેઈટ્ ) મોડું થયું હતું.

In the evening ( ઇન્ ધી ઈવનિંગ્ ) સાંજે.

Ate ( એટ્ ) ખાધું.

Some ( સમ્ ) કેટલાક.

Food ( ફૂડ્ ) ખોરાક.

Went to bed ( વેન્ટ ટુ બેડ્ ) પથારીએ ગયો.

Slept ( સ્લેપ્ટ્ ) સુઈ ગયો.

Soundly ( સાઉન્ડલી ) ઘસઘસાટ.

Got up (ગૉટ્ અપ્ ) ઉઠયો.

Early ( અર્લી ) વહેલો.

Had washed ( હૅડ્ વૉશ્ડ્ ) ધોયા.

Dressed ( ડ્રેસ્ડ્ ) કપડાં પહેર્યાં.

Front ( ફ્રન્ટ્ ) અગાડીની

Door ( ડૉર્ ) બારણું.

Have seen ( હેવ્ સીન્ ) જોયો છે.

Is holding (ઇઝ્ હોલ્ડિંગ્) પકડે છે.

Letter ( લેટર્ ) પત્ર.

Has brought (હૅઝ્ બ્રૉટ્ ) લાવ્યો છે.

Brother ( બ્રધર્ ) ભાઈ.

Bombay (બૉમ્બે )મુંબાઈ.

Has written (હૅઝ્ રિટન્ ) લખ્યો છે.

To us ( ટુ અસ્ ) અમને.

Is carrying (ઇઝ્ કૅરીંગ્ ) લઇ જાય છે.

Left ( લેફ્ટ્ ) ડાબો.

Brown ( બ્રાઉન્ ) ભૂખરી.

Leather ( લેધર્ ) ચામડું.

Bag ( બૅગ્ ) કોથળી

Is held up ( ઇઝ્ હેલ્ડ્ અપ્ ) ઉપર પકડવામાં આવે છે.

Strap ( સ્ટ્રૅપ્ ) પટો

Shoulder ( શોલ્ડર્ ) ખભો.

In side ( ઇન્ સાઈડ્ )

અંદરની બાજુએ.
Full of ( ફુલ્ ઑફ્ ) ભરપુર.
Thank ( થૅન્ક્ ) આભાર માનવો.
Only ( ઑન્લી ) ફક્ત.
Pay ( પે ) કીમ્મત આપવી.
To bring ( ટુ બ્રિંગ્ ) લાવવાને.
Stamp ( સ્ટૅમ્પ્ ) સીક્કો.
Half-anna ( હાફ્-આના ) અડધો આનો.
Head ( હેડ્ ) માથું.
May ( મે ) મહીનાનું નામ છે.
Dear ( ડીઅર્ ) વહાલા.
Rain ( રેઇન્ ) વરસાદ; વરસાદ વરસવો.
To-night ( ટુ નાઇટ્ ) આજ રાત્રે.
Cloudy ( ક્લાઉડી ) વાદળીઓ
Shop ( શૉપ્ ) દુકાન.
Buy ( બાઇ ) ખરીદવું.
Busy ( બીઝી ) ઉદ્યોગી
Many ( મૅની ) ઘણા
When ( હ્વેન્ ) ક્યારે.
Back ( બૅક્ ) પાછા.
Good bye ( ગુડ્ બાઈ ) છૂટા પડતી વખતની સલામ.
Love ( લવ્ ) પ્યાર.
Sister ( સિસ્ટર્ ) બેન.

PHRASES.

Nine years old—નવ વરસની ઉમ્મરનો. I write to tell you—હું તમને લખી જણાવું છું. It is very hot here—અહીંઆં ઘણો તાપ પડે છે. It will rain—વરસાદ વરસશે. It is very cloudy--ઘણાં વાદળાં છે. How you are atall home—બધાં ઘેર કેમ છે ? Give my love—મારો પ્યાર આપજો.

પાઠ ૯ મો. ટપાલી.

અનન્ત નવ વરસની ઉમ્મરનો નાનો છોકરો હતો. તે હંમેશાં ગામડામાં રહયો હતો. તે તેના પીત્રાઇ ભાઈ ગોવિંદ જોડે પૂને રહેવાને આવ્યો. તે ગોવિંદને ગાંડુ કરી બોલાવતો અને ગોવિંદ તેને અન્તુ કરી બોલાવતો. જ્યારે તે પૂને પહોંચ્યો ત્યારે તે

ઘણો થાકી ગયો. સાંજે મોડું થયું હતું. તેણે થોડોક ખોરાક ખાધો અને સુવા ગયો. તે આખી રાત ઘસઘસાટ ઉંઘ્યો. બીજી સવારે તે વહેલો ઉઠયો. જ્યારે તેણે નાહી ધોઈ લૂગડાં પહેર્યાં ત્યારે તે તેના પીત્રાઈ ભાઈ ગાંડુ જોડે ઘરના આગલા ઓરડામાં ગયો. આગલું બારણું ઉઘાડું હતું. અન્તુ—હું બારણા અગાડી એક માણસને ઉભેલો જોઉંછું. ગાંડુ, તે કોણ છે? તેને શું જોઈએ છીએ? ગાંડુ—અરે, અન્તુ! તમે કદી ટપાલીને જોયો નથી? તે તો ટપાલી છે! અન્તુ—તે તેના હાથમાં શું પકડેછે? ગાંડુ—તે કાગળ છે. તે અહીંઆં મારે માટે અથવા ભાઈ માટે તે લાવ્યો છે. બાપા મુંબાઈ છે. તેણે અમને લખ્યો છે. અન્તુ—તે શું લઈ જાય છે? તે તેના ડાબા હાથથી કંઈક પકડે છે. ગાંડુ—તે ભૂખરી ચામડાની કોથળી છે. તે ચામડાના પટા થી ઉંચીં રખાય છે. તે તેના ખભા ઉપર થઈને પસાર થાય છે. અન્તુ—કોથળીની અંદરની બાજુએ શું છે? ગાંડુ—અરે, કોથળી કાગળથી ભરપુર છે તે તેમને બીજા ઘરોએ લઇ જાય છે. ટપાલી—સાહેબ, તમારે માટે કાગળ આ રહયો. ગાંડુ—તમારો આભાર માનું છું. આજે અમારા ઘરમાટે આ એકલોજ કાગળ છે? ટપાલી—હા, સાહેબ, તે આજે એકલોજ છે. સાહેબજી. ગાંડુ—સાહેબજી, હા, આ કાગળ મારા ઉપર બાપનો છે. તેણે તે ગઈ રાત્ર લખ્યો. અન્તુ—ગાંડુ, તમારા બાપે તે ટપાલીને તે કાગળ અહીંઆં લાવવાને પૈસા આપ્યા? ગાંડુ—અરે ના! તેણે કાગળ ઉપર પોસ્ટેજ ટીકીટ ચોંટાડી. તે આ રહી તે તરફ નજર કર. તે અડધા આનાની ટીકીટ છે. અન્તુ—તે ટીકીટ ઉપર તે ચીત્ર શાનું છે? ગાંડુ—હિંદુસ્તાનના શહેનશાહ પાંચમા જ્યૉર્જ રાજાના માથાનું ચીત્ર છે. અન્તુ—ગાંડુ, તમારો કાગળ વાંચો. ગાંડુ—હા, હું તે વાંચીશ. જો તમારી મરજી હોય તો તમે પણ તે તરફ જુઓ હું જાણું છું કે તમે ઇંગ્રેજી વાંચી શકતા નથી આ મારા બાપ તરફથી કાગળ છે:—

મુંબાઇ,
મે ૧૫, ૧૯૧૧.

મારા વહાલા છોકરા,

હું તમને લખી જણાવું છું કે ગઇ કાલે ત્રણ વાગે અમે મુંબાઈ પહોંચ્યા. અહીંઆં ઘણો તાપ પડે છે. હું ધારૂં છું કે આજ રાત્રે વરસાદ વરસશે. ઘણાં વાદળાં ચઢી આવ્યાં છે. માજી અને હું તદન સારાં છીએ. તમે બધા ઘેર કેમ છો તે લખજો અને મને જણાવા દેજો. આવતી કાલે હું દુકાને જઇશ અને તમારે માટે કેટલીક ચોપડીઓ ખરીદીશ. આજે હું ઘણા કામમાં છું મારે ઘણા કાગળ લખવાના છે. હું ફરીથી લખીશ અને અમે ક્યારે પાછા આવીશું તે કહીશું. આશીર્વાદ. તમારી બેન, ભાઈ અને અન્તુ કે જે આપણે ઘેર રહે છે તેને મારાવતી બોલાવજો.

હું છું,
તમારો ચાહતો
પિતા.

---

## Lesson 10. પાઠ ૧૦ મો.

### TALKING.

| | |
|---|---|
| Talking (ટૉકિંગ્) વાતચીત. | Have worked (હેવ્ વર્કડ) કામ કર્યું છે. |
| Often (ઑફ્ન) વારંવાર. | Wait (ઉવેઇટ) રાહજોવી. |
| I ee બીન હોએલો. | Long (લૉંગ્) લાંબો વખત |
| Sure (સ્યૉ ) ખાતરીવાળો. | Shan't have (શૉન્ટ્ હેવ્) મળશે નહી |
| Soon (સૂન) તરતજ. | Tree (ટ્રી) ઝાડ. |

## PHRASES.

If I come—જો મારાથી બની શકે તો. It's too late to go out—બહાર જવાને જોઇએ તે કરતાં વધારે મોડું છે—એટલું બધું મોડું થયું છે કે બહાર જવાશે નહી.

હુ વારંવાર ત્યાં હોયા કરૂં છું. મારી ખાતરી છે કે તે આવ્યો. જો મારાથી બની શકશે ત્યાં હું તે કરીશ. તમે એ પ્રમાણે એ વખત કર્યું છે. તમે તરતજ પહોંચશો. તે છ વરસની ઉમ્મરનો છે. તે અહીંઆં તરતજ હશે. અમે ઘણું સખત કામ કર્યું છે. તે મારી ચોપડી નથી. તે ખરૂં છે તમારૂં નામ શું છે. ? આ કોણ છે ? ત્યાં જતા. નહી. હું લાંબો વખત રાહ જોઇ શકતો નથી. તેઓ અહીંઆં આવશે નહી. તમને આ મળશે નહી. અહીંઆં એક સુંદર ઝાડ છે. અહીંઆં કોઇ નથી. મારી ટોપી ક્યાં છે ?. તે હજુ સુધી આવ્યો નથી. બહાર જવાને જોઇએ તે કરતાં વધારે મોડું થયું છે.

---

### Lesson 11. પાઠ ૧૧ મો.

### THE COCOANUT.

Co-coa-nut ( કોકોનટ્ ) નાળીએર.
Branches ( બ્રેન્ચીઝ્ ) ડાળીઓ.
Top ( ટૉપ્ ) મથાળું.
Leaves ( લીવ્ઝ્ ) પાંદડાં.
Useful ( યુઝ્ ફુલ્ ) ઉપયોગી.
Part ( પાર્ટ્ ) ભાગ.
Of use ) ઑફ્ યુઝ્ ) ઉપયોગનો.
Cut ( કટ્ ) કાપવું.
Thick ( થિક્ ) જાડું.
Skin ( સ્કિન્ ) ચામડું; છાલ.
Nut ( નટ્ ) કોચલાવાળું ફળ.
Coir ( કૉયર્ ) કાથો.
Is dried ( ઇઝ્ ડ્રાઇડ્ ) સુકવવામાં આવેછે.
In the sun ( ઇન્ ધી સન્) તડકામાં

Is made ( ઈઝ્ મેઈડ્ ) બનાવવામાં આવેછે.
Rope ( રોપ્ ) દોરડું.
Shell ( શેલ્ ) કોચલું.
Ripe ( રાઈપ્ ) પાકું.
Pieces ( પીસીસ્ ) કકડા.
Is used ( ઈઝ્ યુઝડ્ ) વાપરવામાં આવેછે.
Handle ( હૅન્ડલ્ ) હાથો.
Is called ( ઇઝ્ કૉલ્ડ્ ) કહે વાય છે.
Ladle ( લૅડલ્ ) કડછી; આટલો.
Sweet ( સ્વીટ્ ) મીઠો.
To drink ( ટુ ડ્રિન્ક્ ) પીવાને
Nearly(નીઅરલી) લગભગ.
Side by side ( સાઈડ્ બાઈ સાઈડ્ ) પાસે પાસે.
Side ( સાઈડ્ ) બાજુ.
Larger ( લાર્જર્ ) વધારે મોટા.
Stalk ( સ્ટૉક્ ) થડીઉં.
Hangs ( હૅન્ગ્સ્ ) લટકેછે.
Break ( બ્રેક્ ) ભાગવું.
Kernel ( કર્નલ્ ) ગર.
Sweet-meat ( સ્વીટ્ મીટ્ ) મીઠાઈ.
Milky ( મિલ્કી ) સફેદ.
Juice ( જ્યુસ્ ) રસ.
Turns ( ટર્ન્સ્ ) ફરેછે.
Oil ( ઑઇલ્ ) તેલ.
Copra ( કોપ્રા ) કોપરૂં.
Is ground ( ઈઝ્ ગ્રાઉન્ડ્ ) દળવામાં આવેછે; પીસવામાં આવે છે.
Mill ( મિલ્ ) ઘંટી.
Is pressed ( ઈઝ્ પ્રેસ્ડ્ ) દાબી કાઢવામાં આવે છે.

## PHRASES.

Is made into strong brown rope—નું મજબુત પીળાશ પડતું દોરડું બનાવવામાં આવે છે. The sweet milky juice turns into oil—મીઠા દુધીઆ રસનું તેલ બની જાય છે.

## પાઠ ૧૧ મો નાળીયેર.

નાળીયેરનું ઝાડ ઘણું મોટું હોય છે. તેને ડાળીઓ હોતી નથી, પણ ઝાડને મથાળે ઘણાં લાંબા પાંદડાં હોય છે. તે

ઘણું ઉપયોગી ઝાડ છે. આ ઝાડના દરેક ભાગ ઉપયોગનો છે. એક લીલું નાળીએર ઉઘાડી કાપો. તેને ઘણી જાડી છાલ હોય છે. અંદરની બાજુએ તમને ફળ માલુમ પડશે. જાડી છાલ કાથો કહેવાય છે. તેને તડકામાં સૂકવવામાં આવે છે અને તેનાં મજબૂત પીળાશ પડતાં દોરડાં બનાવવામાં આવે છે. ફળને કઠણ કોચલું હોય છે. જ્યારે ફળ પાકે છે ત્યારે કોચલું પીળાશ પડતું થઇ જાય છે. તેના બે કકડા કરવામાં આવે છે. દરેક કકડો પ્યાલા તરીકે વાપરવામાં આવે છે. એક લાંબો હાથો તેને લગાડવામાં આવે છે, અને તે ત્યારપછી ચાટવો કહેવાય છે. લીલું નાળીએર મીઠા પાણીથી ભરપૂર હોય છે. તે પીવાને ઘણું મધુર છે. જ્યારે ફળ પાકે છે ત્યારે બધું પાણી લગભગ સૂકાઈ જાય છે. અહીંઆં એક લીલા નાળીએરનું અને એક બીજું પાકા નાળીએરનું પાસે પાસે ચીત્ર છે. લીલું નાળીએર પાકા નાળીએર કરતાં કેટલું વધારે મોટું છે તે જુઓ. છાલથી તે વધારે મોટું બને છે. લીલા નાળીએરના મથાળે એક ડાંખળી છે. તે ઝાડને આ ડાંખળીથીજ ટકી રહે છે. પાકા નાળીએરની કોચલી ભાગો. તમે શું જુઓછો ? અંદરની બાજુએ મીઠો ધોળો ગર છે. તે ખાવાને ઘણો મજાનો છે. તેની મીઠાઇ બને છે. ગર તડકામાં સૂકવવામાં આવે છે. મીઠા દુધીઆ રસનું તેલ બની જાય છે. ફળ ત્યારપછી કોપરૂં કહેવાય છે. તેને ઘાણીમાં પીલવામાં આવે છે અને તેલ દાબીને એંઓ કાડવામાં આવેછે.

---

## Lesson 12. પાઠ ૧૨ મો.

## THE POST BOX.

| | |
|---|---|
| Post-box ( પોસ્ટ્ બૉક્સ્ ) કાગળો નાખવાની પેટી. | Rained ( રેઈન્ડ્ ) વરસાદ વરસ્યો. |
| Reply ( રીપ્લાય્ ) જવાબ. | Cool ( કૂલ ) ઠંડુ. |

Head ache ( હેડ્ એક્ ) માથાનો દુખારો.
Affectionate (ઍફેક્શનેટ્) પ્રેમાળ.
Envelope ( એન્વેલપ્ ) પરબીડીયા.
All ready ( ઑલ્ રેડી ) તૈયાર.
Writing ( રાઇટીંગ્ ) લખાણ.
Address (ઍડ્રેસ્ )શરનામું.
Road ( રોડ્ ) રસ્તો.
Town ( ટાઉન્ ) શહેર.
Post ( પોસ્ટ્ ) ટપાલમાં નાખવો.
Put on ( પુટ્ ઑન્ ) પહેરવું.
Bare ( બેર્ ) ખુલ્લા.
Feet ( ફીટ્ ) પગ.
To lose ( ટુ લુઝ્ ) ખોવાને.
Box ( બૉક્સ્ ) પેટી.
To-gether ( ટુ ગેધર્ ) સાથે.
Hole ( હોલ્ ) બાકું; કાણું.
Like ( લાઇક્ ) પેઠે.
Railway ( રેઈલ્વે ) રેલ્વે ગાડી.
Will be sent ( વિલ્ બી સેન્ટ્ ) મોકલવામાં આવશે.

TALKING.

Seeta had a bad headache—સીતાનું સખત માથું દુખતું હતું. What are you going to do?—તમે શું કરવાના છો? It is now three minutes to two— હવે બે માં ત્રણ મીનીટ કમ છે.

## પાઠ ૧૨ મો. ટપાલની પેટી.

ગાંડુ—અન્તુ, અન્તુ, તમે કયાં છો? અન્તુ—હું આ રહ્યો. તે શું છે? ગાંડુ—બાપે જે કાગળ લખ્યો તેનો હમણાંજ મેં જવાબ આપ્યો છે. તમે તે જોવાને પસંદ કરશો? અન્તુ—હા! હા! મને તે જોવાદો. ગાંડુ—તે આ રહ્યો.

પૂના,
મે ૧૭, ૧૯૧૧,

મારા વહાલા પિતાજી,

હું તમારા માયાળુ પત્ર માટે તમારો આભાર માનું છું. તે સવારમાં વહેલો અહીંઆં આવ્યો. ગઈ રાત્રે વરસાદ વરસ્યો હતો, અને આજે અહીંઆં તદ્દન ઠંડી છે. સીતાનું ગઈ કાલે સખ્ત માથું દુખતું હતું, પણ હમણા તે ફરીથી તદ્દન સારી છે. અન્તુ પણ તદ્દન સારો છે, અને તેમજ હું પણ સારો છું. હું આશા રાખું છું કે તમે જ્યારે પાછા આવશો ત્યારે કેટલીક સુંદર ચોપડીઓ મારે માટે લાવશો. નમસ્કાર, વહાલા પિતાજી. અમારા બધાના પ્રેમ સાથે.

હું છું,
તમારો પ્રેમાળ પુત્ર,
ગાંડુ.

અન્તુ—તમે કહ્યું કે હું સારો છું તે માટે હું ખુશી છું. હવે તમે કાગળનું શું કરવાના છો ? ગાંડુ—હું તેને પરબીડીઆમાં મુકીશ અને ત્યારપછી તેને ટપાલમાં નાખીશ જો અહીંઆં તે બધું તૈયાર છે. અન્તુ—પરબીડીઆ ઉપર તે લખાણ શું છે ? ગાંડુ—તે શીરનામું છે. પહેલી લીટીમાં મેં મારા બાપાનું નામ લખ્યું, બીજી લીટીમાં જે રસ્તામાં તે રહે છે તે રસ્તો અને ઘરનો નંબર લખ્યો. ત્રીજી લીટીમાં મેં શહેરનું નામ લખ્યું. દરેક કાગળને આના જેવું શીરનામું જોઈએ. શીરનામું ટપાલીને કાગળ ક્યાં લઈ જવો તે બતાવે છે. હવે મારે જવું જોઈએ અને પત્ર ટપાલમાં નાખવો જોઈએ. અન્તુ—ગાંડુ, હું તમારી સાથે આવું ? ગાંડુ—અરે હા ! ચાલ. આપણે જવું જોઈએ ! અન્તુ—પણ, ગાંડુ, તમે તમારા જોડા પહેર્યા નથી. તેની પેઠે તમે ઉઘાડે પગે જાઓછો ? ગાંડુ—આપણે એકદમ દોડી જવું જોઈએ અગર તો આપણે મોડા થઈશું. મારે ખોવાને વખત

નથી. ટપાલી પેટીએ આવે છે અને બે વાગે કાગળો લઈ જાય છે. હમણા ત્રણમાં બે મીનીટ કમ છે. આપણે ઉતાવળથી દોડવું જોઇએ. ત્યારપછી બે છોકરાઓ સાથે ટપાલ તરફ દોડ્યા. ત્યા તમે તેમને ચીત્રમાં જુઓછો. ગાંડુ પેટીમાંના કાણામાં હમણાજ કાગળ નાખતો હતો. તેની ઉપર "કાગળો" એવો શબ્દ છે. કાગળ ક્યાં નાખવો તે દરેક જણ જાણે. અન્તુ—ટપાલી કાગળોનું શું કરશે? ગાંડુ—તે તેમને તેની કોથળીમાં નાખશે. અને તેમને મોટી પોસ્ટ્ ઑફીસે લઈ જશે. આના જેવી બીજી ટપાલની પેટીઓમાંથી બીજા ઘણા ટપાલીઓ કાગળો લાવશે. ત્યારપછી મોટી કોથળીઓમાં તેમને નાખવામાં આવશે અને આગગાડીએ લઈ જવામાં આવશે અને હિંદુસ્તાનની બધી જગ્યાઓએ મોકલવામાં આવશે.

---

## Lesson 13. પાઠ ૧૩ મો.

## THE MOON.

Moon ( મૂન્ ) ચંદ્રમા.
She ( શી ) તેણી.
Is shining (ઇઝ્ શાઇનિંગ) ચળકેછે.
So high ( સો હાઈ ) એટલે બધે ઊંચે.
Lamp ( લૅમ્પ્ ) દીવો.
Sky ( સ્કાય્ ) આકાશ.
Week ( વીક્ ) અઠવાડીઉં.
Smaller ( સ્મૉલર્ ) વધારે નાનો.
Shaped ( શેપ્ડ્ ) આકાર થયો હતો.
Bow ( બો ) કામઠું.
Is grown ( ઇઝ્ ગ્રોન્ ) થયો છે.
Bigger ( બિગર્ ) વધારે મોટો.
Round ( રાઉન્ડ્ ) ગોળ.
To rule ( ટુ રૂલ્ ) રાજ્ય કરવાને; સત્તા ભોગવવાને.
Stars ( સ્ટાર્સ્ ) તારા.
Light ( લાઇટ્ ) અજવાળું.

## PHRASES.

Shaped like a bow—કામઠા જેવા આકાર થયો હતો
Round like an O. 'ઓ' જેવો ગોળ.

## પાઠ ૧૩ મો. ચંદ્રમા.

અરે ! ચંદ્રમા તરફ જુઓ, તે એટલે બધે ઉંચે ચળકેછે. અરે મા, તે આકાશમાં દીવા જેવો ચળકે છે. ગયે અઠવાડીએ તે વધારે નાનો હતો, અને કામઠા જેવા આકારનો દેખાતો હતો, પણ હવે તે વધારે મોટો થયો છે અને 'ઓ' ની પેઠે ગોળ છે. ઇશ્વરે દીવસ ઉપર રાજ્ય ચલાવવાને સૂર્ય બનાવ્યો. ઇશ્વરે ચંદ્રમાને રાત્રી ઉપર રાજ્ય ચલાવવાને બનાવ્યો. ઇશ્વરે તારા બનાવ્યા, તેઓ પણ રાત્રે અજવાળું આપે છે.

---

## Lesson 14. પાઠ ૧૪ મો.

## A GIRLS' SCHOOL.

Girls' ( ગર્લ્સ્ ) છોકરીઓની.
Rings ( રિંગ્સ્ ) વાગેછે.
Walking ( વૉકિંગ્ ) ફરતી.
Clean ( ક્લીન્ ) સારૂં; સ્વચ્છ.
Window ( વિન્ડો ) બારી.
To let in ( ટુ લેટ્ ઇન્ ) અંદર આવવા દેવાને.
Air ( ઍર્ ) હવા.
Wind ( વિંન્ડ્ ) પવન.
Blows ( બ્લોઝ્ ) ફૂં કેછે; વાય છે.
Shut ( શટ્ ) બંધ કરેલી.
Chair ( ચૅર્ ) ખુરસી.
Slowly ( સ્લોલી ) ધીમેથી.
Carefully ( કૅર્ ફુલી ) સંભાળથી.
Spell ( સ્પેલ્ ) જોડણી કરવા.
Chalk ( ચૉક્ ) ચાક.
Coppy books ( કૉપી બૂક્સ્ ) કૉપીઓ.
Pencil ( પેન્સલ્ )સીસાપેન.
Ink ( ઇન્ક્ ) સાહી
Sums ( સમ્સ્ ) દાખલા.
Mistress(મિસ્ટ્રેસ્ ) મહેતીજી.

Wash ( વૉશ્ ) ધુવેછે
Comb ( કોમ્ ) હોળવું.
Hair ( હૅર્ ) વાળ.
Fingers ( ફિન્ગર્સ્ ) આંગળીઓ.
To sew ( ટુ સો ) સીવવાને
Baskets ( બાસ્કેટ્સ્ ) ટોપલીઓ.
Pins ( પિન્સ્ ) ટાંચણીઓ.
Thread ( થ્રેડ્ ) દોરો.
Scissors ( સિઝર્સ્ ) કાતરો.
Clever ( ક્લેવર્ ) હોંશીઆર.
Learning ( લર્નિંગ્ ) શીક્ષણ; વિદ્યા.
Better ( બેટર્ ) વધારે સારી.
Silver ( સિલ્વર્ ) રૂપું.
Gold ( ગોલ્ડ્ ) સોનું.

## PHRASES.

To let in the air—હવાને અંદર આવવા દેવાને. As were—જેમ આમને કહેવામાં આવ્યું તેમ.

## પાઠ ૧૪ મો છોકરીઓની નિશાળ.

જેવો ઘંટ વાગે છે કે નાની છોકરીઓ નિશાળમાં ફરતી આવેછે. તેમાંની દરેક તેની ચોપડીઓ રાખવાને તેની સાથે પાકીટ લાવેછે. દરેક વર્ગને હવા અંદર આવવા દેવાને બારીવાળો એક સુંદર સ્વચ્છ ઓરડો હોય છે. જો પવન ઘણો સખત વાયછે તો બારી બંધ કરવામાં આવે છે. છોકરીઓ બધી બાંકડા ઉપર બેસે છે, પણ જ્યારે વાંચવાનો વખત થાય છે ત્યારે ઉભી થાય છે. શિક્ષક ખુરશીનાં બેસે છે અને છોકરીઓને વાંચતી સાંભળે છે. તે તેમને ધીમેથી અને સંભાળથી વાંચવાને કહે છે. તે બધા કઠણ શબ્દોની તેમનીપાસે જોડણી કરાવે છે કેટલાક કઠણ શબ્દો તે ચાકથી કાળા પાટીઆ ઉપર લખે છે. છોકરીઓ પાસે કોપીઓ હોય છે કે જેમાં તેઓ પેન્સીલ અથવા પેન અથવા તો સાહીથી લખેછે, અને પથ્થર પાટીઓ કે જેના ઉપર લખે છે અને દાખલા કરે છે તે હોય છે. ઘણી નીશાળોમાં મહેતીજી હોય છે અને માસ્તર હોતા નથી, શીક્ષક જે કામ કરે છે.

તેજ કામ મહેતીજી કરે છે. છોકરીઓ નીશાળે આવે છે તે પહેલાં તેઓ તેમના હાથ ધુવેછે અને તેમના વાળ હોળે છે. તેમના હાથ અને આંગળીઓ કેવી સ્વચ્છ છે તે જુઓ. નિશાળમાં છોકરીઓ સીવતાં શીખેછે. તેઓ પાસે કંડીઆ હોય છે કે જેમાં તેઓ તેમનું સાધન, તેમનું કપડું, ઢાંકણીઓ, સોયો, દોરા અને અને કાતર રાખે છે.

સ્વચ્છ હાથ અને ચહેરાઓ સાથે અમે અમારી રહેઠાણે જઈશું, અને ઘેર અને નિશાળમાં જેમ અમને કહેવામાં આવશે તેમ કરીશું, અને તેથી કરીને અમે હમેશાં સુખી અને હોંશીઆર થઈશું, કારણ કે શિક્ષણ રૂપા અથવા સોના કરતાં વધારે સારૂં છે.

---

## Lesson 15. પાઠ ૧૫ મો.

## YESTERDAY, TO-DAY, TO-MORROW.

Am going ( ઍમ્ ગોઇંગ ) જાઉં છું

Went ( વેન્ટ્ ) ગયો.

Shall go ( શૅલ્ ગો , જઈશું

Did ( ડિડ્ ) કર્યું.

Does ( ડઝ્ ) કરેછે.

Is coming ( ઇઝ્ કમિંગ્ ) આવેછે.

Came ( કેઇમ્ ) આવ્યો.

Month ( મન્થ્ ) મહીનો.

Now and then ( નાઉ ઍન્ડ્ ધેન્ ) વારંવાર.

At what o'clock ( ઍટ્ વૉટ્ ઓ ક્લૉક્ ) કેટલાવાગ્યે.

Did wake ( ડિડ્ વેક્ ) જાગ્યા.

Lazy ( લેઇઝી ) આળસુ.

Day light ( ડે લાઇટ્ ). દીવસનું અજવાળું

Still ( સ્ટિલ્ ) હજુપણ.

To rise ( ટુ રાઇઝ્ )ઉઠવાને.

Would be ( વુડ્ બી )થાય.

Thrive ( થ્રાઇવ્ ) આબાદ થવું.

## PHRASES.

It would be still better—હજુપણ વધારે સારૂ થાય. When I get to be a big boy—જ્યારે હું મોટો છોકરો થાઉં ત્યારે.

### પાઠ ૧૫ મો. ગઇ કાલે; આજે; આવતી કાલે.

ત્યાં આજે હું જાઉં છું. હું ત્યાં ગઈ કાલે ગયો. હું ત્યાં આવતી કાલે જઇશ. હું ત્યાં દર અઠવાડીએ જાઉં છું. તે હમણા તે કરે છે. તેણે તે ગઇ કાલે કર્યું. તે આવતે વરસે તે કરશે. તે દરરોજ તે કરેછે. તે આ અઠવાડીએ અહીંઆં આવેછે. તે અહીંઆં ગયે મહીને આવી. તે અહીંઆં બીજે વરસે આવશે. તે અહીંઆં વારંવાર આવેછે.

તમે કેટલા વાગે આ સવારે જાગ્યા ? હું નવ વાગે ઉઠયો. શું ! તમે નવ વાગ્યા સુધી ઉઠયાં નહી ! તમે ઘણા આળસુ છોકરા હોવા જોઈએ. તમારે દીવસનું અજવાળું થયે ઉઠવું જોઇએ. આવતી કાલે હું છ વાગે ઉઠીશ. તે ખરૂં છે, પણ પાંચ વાગે ઉઠવું તે હજુપણ વધારે સારૂં થાય. તમારી પાસે ઘડી આળ છે ? ના, પણ અમારા ઘરમાં ઑફીસ ઘડીઆળ છે. જ્યારે હું મોટો છોકરો થઇશ ત્યારે બાપા મને ઘડીઆળ ખરીદી આપશે. જેઓ એ આબાદ થવું હોય તેઓએ પાંચ વાગે ઉઠવું જોઇએ.

---

### Leson 16. પાઠ ૧૬ મો.

## ONE AND MORE THAN ONE.

| | |
|---|---|
| Bird ( બર્ડ્ ) પક્ષી | Wife ( વાઇફ્ ) પરણીયતસ્ત્રી. |
| Leaf ( લીફ્ ) પાંદડું | Woman ( વુમન્ ) સ્ત્રી. |
| Knife ( નાઇફ્ ) છરી. | Women ( વીમેન્ ) સ્ત્રીઓ. |

| | |
|---|---|
| Eye ( આઈ ) આંખ | Branch ( બ્રૅન્ચ્ ) ડાળી. |
| Egg ( એગ્ ) ઇંડું. | Lady ( લેડી ) સ્ત્રી. |
| Foot ( ફુટ્ ) પગ. | Baby ( બેબી ) બાળક. |
| Feet ( ફીટ્ ) પગો | |

## પાઠ ૧૬ મો

### એક અને એક કરતા વધારે.

આપણે કહીએ છીએ એક પક્ષી, બે પક્ષીઓ, ઘણાં પક્ષીઓ. એક ઝાડ. બે ઝાડ. ઘણાં ઝાડ. એક પાંદડું, બે પાંદડાં, ઘણાં પાંદડાં. એક છરી, ઘણી છરી, એક સ્ત્રી, ઘણી સ્ત્રીઓ. એક આંખ, ઘણી આંખો. એક પેટી, ઘણી પેટીઓ. એક ઇંડું, ઘણાં ઇંડા. એક ઘર, ઘણાં ઘર. એક પગ, ઘણા પગ. એક ડાળી, ઘણાં ડાળીઓ. એક ઘડીઆળ, ઘણાં ઘડીઆળ. એક બાળક, ઘણાં બાળક.

---

## Lesson 17. પાઠ ૧૭ મો.

### GRAND FATHER.

| | |
|---|---|
| Grand father ( ગ્રૅન્ડ્ ફાધર્ ) દાદો. | Leave ( લીવ્ ) મુકવું; છોડવું. |
| Poor ( પૂર્ ) ગરીબ | Alone ( ઍલોન્ ) એકલો. |
| Both ( બોથ્ ) બન્ને. | Gardener ( ગાર્ડનર ) માળી. |
| Are dead ( આર્ ડેડ્ ) મરી ગએલા છે. | Village ( વિલેજ્ ) ગામડું. |
| But ( બટ્ ) સિવાય. | Little ( લિટલ્ ) થોડો. |
| Child ( ચાઇલ્ડ્ ) છોકરૂં. | Took ( ટૂક્ ) લીધો. |
| Grand son ( ગ્રૅન્ડ્ સન્ ) પૌત્ર. | Light ( લાઇટ્ ) સળગાવવું. |
| | Fire ( ફાયર્ ) દેવતા. |

Cook ( કૂક્ ) રાંધવું.
Rice ( રાઇસ્ ) ચોખા.
Will lie down ( વિલ લાઇ ડાઉન્ ) સૂઈ જશે.
Mat ( મૅટ્ ) ચટાઈ.
Sleep ( સ્લીપ્ ) ઉંઘવું.

## PHRASES.

While he is at work—જ્યારે તે કામે હોય છે.
When they get home—જ્યારે તે ઘેર પહોંચે છે ત્યારે.

## પાઠ ૧૭ મો. દાદો.

આ ગરીબ નાના છોકરાને બાપ અને મા નથી. તેની મા અને બાપ બન્ને મરી ગયેલા છે. તેને તેની સંભાળ લેવાને તેના દાદા સિવાય કોઈ નથી. તે ઘરડા ડોસાને સ્ત્રી અને છોકરૂં નથી. તેને ફક્ત તેનો નાનો પૌત્ર છે, કે જે ચાર વરસની ઉમરનો છે. તે છોકરાને ઘેર એકલો મુકીજતો નથી. કોઇ તેની સંભાળ લે નહી. તેથી તે તેની સાથે તેના કામ ઉપર લઇ જાય છે. તે માળી છે. તે આખો લાંબો દીવસ બાગમાં સખત કામ કરે છે. સાંજે તે ત્રણ માઇલ દુર ગામડે ઘેર જાય છે. જ્યારે તે કામે હોય છે ત્યારે તેનો પૌત્ર બાગમાં આમતેમ રમેછે. જ્યારે તેઓ આજે ઘેર આવ્યા ત્યારે છોકરો થોડે રસ્તે ચાલ્યો. ત્યાર પછી તેણે કહ્યું, "દાદા, હું થાકી ગયો છે, હું કંઇપણ વધારે ચાલી શકતો નથી." ત્યારપછી તે ગરીબ ઘરડો માણસ થોભ્યો અને તેના ખભા ઉપર તેના પૌત્રને લીધો. ચીત્રમાં તમે તેને ઘેર તેને લઇ જતો જુઓ છો. તે સાઠ વરસની ઉમરનો છે. તેના ચેહેરા ઉપરના વાળ ધોળા છે. તે ઘણો જોરાવર નથી પણ તે હજુપણ તેના પૌત્રને લઇ જઈ શકે છે. જ્યારે તેઓ ઘેર પહુંચશે ત્યારે તે દેવતા સળગાવશે અને તે બન્નેને માટે ખાવાને કેટલાક ચોખા રાંધશે. ત્યારપછી તે અને તેનો દાદો ચટાઇ ઉપર સૂઇ જશે. તેઓ સવાર સુધી ઉંઘશે.

---

## Lesson 18. પાઠ ૧૮ મો.

## MONTHS OF THE YEAR.

Year ( ઇયર્ ) વરસ.
January ( જાન્યુઆરી ) જાન્યુઆરી.
February ( ફેબ્રુઆરી ) ફેબ્રુઆરી.
March ( માર્ચ ) માર્ચ.
April ( એપ્રિલ ) એપ્રિલ.
May ( મે ) મે.
June ( જુન્ ) જુન.
July ( જુલાઇ ) જુલાઈ.
August ( ઑગસ્ટ્ ) ઑગસ્ટ.
September ( સપ્ટેમ્બર્ ) સપ્ટેમ્બર.
October ( ઑક્ટોબર્ ) ઑક્ટોબર.
November ( નવેમ્બર્ ) નવેમ્બર.
December ( ડીસેમ્બર્ ) ડીસેમ્બર.
Thirty ( થર્ટી ) ત્રીસ.
Twenty-eight ( ટ્વેન્ટી એઇટ્ ) અઠ્ઠાવીસ.
Thirty-one ( થર્ટી-વન્ ) એકત્રીસ.
Once ( વન્સ્ ) એક વખત.
Leap-year ( લીપ્-ઈયર્ ) જે વરસમાં ફેબ્રુઆરી મહીનાના ૨૯ દીવસ હોય છે તે વરસ.

## PHRASES.

Once in four – ચાર વરસે એક વખત.

## પાઠ ૧૮ મો. વરસના મહીના.

વરસના બાર મહીના હોય છે. તેઓ જાન્યુઆરી, ફેબ્રુઆરી, માર્ચ, એપ્રિલ, મે, જુન, જુલાઈ, ઑગસ્ટ, સપ્ટેમ્બર, ઑક્ટોબર, નવેમ્બર અને ડીસેમ્બર છે.

સપ્ટેમ્બર, એપ્રિલ, જુન અને નવેમ્બર મહીનાના ત્રીસ દીવસ હોય છે. ફેબ્રુઆરી એકલાને અઠ્ઠાવીસ દહાડા હોય છે. બીજા

બધા મહીનાને એકત્રીસ દહાડા હોય છે. પણ ચાર વરસે એક વખત આવતા લીપ યયરમાં ફેબ્રુઆરીને એક દીવસ વધારે હોય છે.

---

## Lesson 19. પાઠ ૧૯ મો.

## THE PLAY-GROUND.

Play-ground ( પ્લે ગ્રાઉન્ડ્ ) રમવાનું મેદાન.

Do come ( ડુ કમ્ ) આવજ; ચાલજ.

Nothing (નથિંગ્) કંઇનહિ.

Most of them ( મોસ્ટ્ ઑફ્ ધેમ્ ) તેમાંના ઘણાં ખરા.

Tops ( ટૉપ્સ્ ) ભમરડા.

Is spinning ( ઇઝ્ સ્પિનિંગ્ ) ફરેવે છે.

Belongs ( બીલૉંગ્સ્ ) ને લાગુ પડે છે; નો છે.

Ramoo ( રામૂ ) નામ છે.

Rangoo ( રંગૂ ) નામ છે.

Keshu ( કેશુ ) નામ છે.

Is catching(ઇઝ્ કૅચિંગ) પકડે છે.

In front ( ઇન્ ફ્રન્ટ્ ) આગાડી.

Are jumping (જમ્પિંગ્ કુદેછે.

Nana ( નાના ) નામ છે.

Long jump ( લૉંગ્ જમ્પ્ ) લાંબો કુદકો.

Stick ( સ્ટિક્ ) લાકડી.

String ( સ્ટ્રિંગ્ ) દોરી.

Between (બીટ્વીન્ ) વચ્ચે.

Posts ( પોસ્ટ્સ્ ) થાંભલા.

Far ( ફાર્ ) દૂર.

Feet ( ફીટ્ ) ફીટ.

Back ( બૅક્ ) પાછા.

May stay ( મે સ્ટે ) રહો.

Gets dark ( ગેટ્સ્ ડાર્ક્ ) અંધારૂં થાય છે.

### PHRASES.

I have nonthing to do just now—હમણા મારે કંઇ કરવાનું નથી. The ball belongs to Ramu's—

દડો ગમુનો છે. Before it gets dark—અંધારૂં થાય તે પહેલાં.

## પાઠ ૧૯ મો. રમવાનું મેદાન.

બાપ—ગોપાલ, તમે ક્યાં જાઓછો ? ગોપાલ—બાપા, હું રમવાના મેદાને જાઉંછું. મારી સાથે ચાલો, ચાલોજ, અને હું તે તમને બતાવીશ. બાપ—ઠીક ભાઈ. હમણા મારે કંઈ કરવાનું નથી. હું તમારી સાથે આવીશ. ગોપાલ—અરે ! બાપા હું તમારો આભાર માનું છું. એકદમ ચાલો આપણે જઈએ બાપ—તે પ્રમાણે આ તમારૂં રમવાનું મેદાન છે. છે ને ? કેવી સુંદર જગ્યા છે ! કેટલા છોકરા છે ? તેઓ કોણ છે, અને શું રમે છે તે તમે મને કહેશો ? ગોપાલ—હું તેમાંના ઘણા ખરાને ઓળખું છું. બે છોકરા ભમરડા રમે છે. તેઓ મારા વર્ગમાં છે. તેઓનાં નામ કેસુ અને ગાંડુ છે. કેસુ તેનો ભમરડો ફેરવેછે. ગાંડુ તેના હાથમાં તેનો ભમરડો લઈને નજીક ઉભો છે. બાપ—દડા રમતા પેલા છોકરા કોણ છે ? ગોપાલ—તેઓ રામૂ અને રંગૂ છે. દડો રામુનો છે તેના બાપે તે તેને ગઈ આટવાડીએ આપ્યો. તે તેને ફેંકે છે અને રામૂ તે પકડે છે. બાપ—અગાડી પેલા છોકરા શું કરેછે ? ગોપાલ—તેઓ કુદેછે. જે છોકરા કુદેછે તેનું નામ નાના છે. બીજા કોણ છે તે હું જાણતો નથી. નાના ઘણી ઉતાવળથી દોડી શકે છે. તે વળી ઘણી સારી રીતે કુદી શકે છે. તે હવે લાંબો કુદકો કુદેછે. કેટલી વખત તેઓ ઉંચો કુદકો કુદે. બાપ—ઉંચો કુદકો તે શું છે ? ગોપાલ—તેઓ બે થાંભલા વચ્ચે લાકડી અથવા દોરી મુકે છે. ત્યારપછી છોકરો દોડેછે, અને તે ઉપર થઈને કુદવાને યત્ન કરેછે. બાપ—ગોપાલ તમે કેટલા દુર અને કેટલા ઉંચા કુદી શકો ? ગોપાલ—હું છ ફીટ દુર અને ત્રણ ફીટ ઉંચે કુદી શકું છું. બાપ—તે ઘણું સારૂં છે. હવે મારે પાછા ઘેર જવું જોઈએ તમે રહો અને રમો. તમે ક્યાં છો તે હું માને કહીશ. પણ મોડું કરતા નહી. અંધારૂં થાય તે પહેલાં પાછા આવજો

---

## Lesson 20. પાઠ ૨૦ મો.

### TRY AGAIN.

Again ( અગેઈન્ ) ફરીથી.
Eight ( એઇટ્ ) આઠ.
Very often ( વેરી ઑફન્) વારે વારે ઘડીએ.
Last ( લાસ્ટ્ ) છેલ્લો.
To add up (ટુ ઍડ્ અપ્) ઉમેરવાને.
Did ( ડિડ્ ) કર્યો.
Brought ( બ્રૉટ્ ) લાવ્યા.
Answers ( ઍન્સર્સ્ ) જવાબ.
Showed ( શોડ્ ) બતાવ્યા.
Right ( રાઈટ્ ) ખરા.
Wrong ( રૉગ્ ) ખોટા.
Rub out ( રબ્ આઉટ્ ) ભૂશીનાખ.
Sat down ( સૅટ્ ડાઉન્ ) બેઠો
Have done ( હૅવ્ ડન્ ) કર્યો છે.
Work ( વર્ક્ ) કામ કરવું.
Once more ( વન્સ્ મોર્ ) એક વખત ફરીથી.
Use ( યુઝ ) ઉપયોગ.
Replied ( રીપ્લાઇડ્ ) જવાબ આપ્યો.
Seat ( સીટ્ ) બેઠક.
Added ( ઍડેડ્ ) ઉમેર્યા.
Carefully ( કેર્ ફુલી ) સંભાળથી.
Keep on ( કીપ્ ઑન્ ) ચાલુ રાખવું.
Will ( વિલ્ ) મરજી.
Until ( અન્ટિલ્ ) જ્યાં સુધી–ત્યાં સુધી.
End ( એન્ડ્ ) છેડો.
Plain ( પ્લેઇન્ ) સાફ; ખુલ્લું.
Give in ( ગિવ્ ઇન્ ) છોડી દેવું. મુકી દેવું.
Begin ( બીગિન્ ) શરૂ કરવું.
Try ( ટ્રાઈ ) યત્ન.
By and by ( બાય્ ઍન્ડ બાય્ ) હળવે હળવે.
You'll get it right ( યુલ્ ગેટ્ ઇટ્ રાઇટ્ ) તમે સાચે રસ્તે પહોંચશો.

## PHRASES.

What is the use ? શા કામનુ ં છે ? Keep on trying—કોશીશ કરવાનું જારી રાખો.

### પાઠ ૨૦ મો. ફરીથી યત્ન કરો.

એક વખતે રામૂ નામનો એક નાનો છોકરો હતો. તે આઠ વરસની ઉમ્મરનો હતો અને તે દરરોજ નીશાળે જતો હતો. રામૂ હોશીઆર છોકરો ન હોતો. તે વારે ઘડીએ તેના વર્ગમાં છેલ્લા રહેતો હતો. તે સારી રીતે વાંચી શકતો હતો પણ તે તેના પાટી ઉપર દાખલા ગણી શકતો ન હતો. એક દીવસે શિક્ષકે છોકરાઓને દાખલો ગણવાને આપ્યો. તેઓને સંખ્યાની પાંચ રકમો ઉમેરવાની હતી. તરતજ બીજા બધા છોકરાઓએ તે દાખલો કર્યો. તેઓ તેઓની પાટીઓ શિક્ષક પાસે લાવ્યા. અને તેને જવાબો બતાવ્યા. તેઓ બધા ખરા હતા. રામા વળી તેની પાટી લાવ્યો. પણ તેનો જવાબ તદ્દન ખોટો હતો. શિક્ષકે કહ્યું, ' તમારી જગ્યાએ પાછા જાઓ. " તમારો જવાબ ભુશી નાખો, અને ફરીથી સંખ્યા ઉમેરો. " રામા પાછો ગયો, તેની જગ્યાએ બેઠો, અને સંખ્યા ઉમેરી. તેણે કહ્યું, " મે કર્યો છે. " શિક્ષકે કહ્યું, " અહીંઆં આવ અને મને તમારી પાટી બતાવો. " શિક્ષકે પાટી તરફ જોયું. તેણે કહ્યું, " આ ફરીથી ખોટો છે. એક વખત ફરીથી દાખલો ગણો. " રામાએ કહ્યું, " શું કામ ? હું તે કરી શકતો નથી, તે ઘણોજ અઘરો છે. " શિક્ષકે જવાબ આપ્યો, " ના, બીજા બધા છોકરાઓએ તે કર્યો છે, તે ઘણો અઘળો નથી રામા, ફરીથી યત્ન કરો " રામા તેની જગ્યાએ પાછો ગયો. તેણે ધીમેથી અને સંભાળથી સંખ્યા ઉમેરી. ત્યારપછી તેણે પાટી શિક્ષકને બતાવી. શિક્ષકે કહ્યું. " આ વખતે જવાબ ખરોછે. શાબાશ. રામા ! જો તમે કોઈપણ ચીજ પહેલી વખત ન કરી શકો તો ફરીથી યત્ન કરજો.

જ્યાં સુધી તમે તે કરો ત્યાં સુધી તે કરવાનું જારૂં રાખજો. " હું કરી શકતો નથી. " તેમ તમે કદી કહેતા નહી. " કહેજો કે, " હું કરીશ. "

મરજી થી કરો—જ્યાં સુધી તમે છેડો જુઓ ત્યાં સુધી તમે સખ્ત કામ કરો. જ્યાં સુધી બધું સાફ થાય ત્યાં સુધી ફરીને ફરીથી કરો. કદી મૂકી દેતા નહી. એક વખત ફરીથી શરૂ કરો. તમારા બધા જોરથી એક વખત ફરીથી યત્ન કરો, અને આરતે આરતે તમે સાચે રસ્તે પહોંચશો.

---

## Lesson 21. પાઠ ૨૧ મો.

## THE HOUSE THAT RAMA BUILT.

Built ( બિલ્ટ્ ) બાંધ્યું.
That ( ધૅટ્ ) જે.
Cat ( કૅટ્ ) બીલાડી.
Bit ( બિટ્ ) કરડી.
Lived ( લિવ્ડ્ ) રહેતો હતો.
Dog ( ડૉગ્ ) કુતરો.
Crow ( ક્રો ) કાગડો.
Pecked ( પેક્ડ્ ) ચાંચ-મારી.
Kite ( કાઇટ્ ) સમડી.
Chased ( ચેઇસ્ડ્ ) શીકાર કર્યો.

### PHRASES.

This is the house—ઘર આ રહ્યું.

### પાઠ ૨૧ મો. જે ઘર રામાએ બાંધ્યું તે.

જે ઘર, રામાએ બાંધ્યું તે આ રહ્યું. જે ઘર રામાએ બાંધ્યું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે આ રહ્યો. જે ઘર રામાએ બાંધ્યું હતું તે ઘરમાં જે છોકરો રહેતો હતો તે છોકરાને જે બીલાડી કરડી તે આ રહી. જે છોકરો, જે ઘર રામાએ બાંધ્યું હતું તે ઘરમાં રહેતો હતો તે છોકરાને જે બિલાડી કરડી તે બિલાડીને જે કુતરો પકડી તે આ રહ્યો.

જે છોકરો, જે ઘર રામાએ બાંધ્યું તેમાં રહેતો હતો તે છોક-રાને જે બિલાડી કરડીતે બિલાડીને જે કુતરે પકડી તે કુતરાને જે કાગડે ચાંચ મારી તે આ રહ્યો. જે છોકરો જે ઘર રામાએ બાંધ્યું તેમાં રહેતો હતો તે છોકરાને જે બિલાડી કરડી ત બિલા-ડીને જે કુતરે પકડી તે કુતરાને જે કાગડે ચાંચ મારી ત કાગડાનો જે સમડીએ શીકાર કર્યો તે સમડી આ રહી.

---

## Lesson 22. પાઠ ૨૨ મો.

## TELL THE TRUTH.

Truth ( ટ્રુથ્ ) સાચું.
Tell the truth ( ટેલ્ ધી ટ્રુથ્ ) સાચું બોલો.
Children ( ચિલ્ડ્રન્ ) છોકરાં
Venketa ( વેન્કટ ) નામ છે
Kamala ( કમલા ) નામ છે
Looking glass ( લૂકિંગ્ ગ્લાસ્ ) તક્તો; દર્પણ.
Pushed ( પુશ્ડ્ ) ધક્કો માર્યો.
Against ( અગેઇન્સ્ટ્ ) સામે.
Glass ; ગ્લાસ્ , કાચ.
Ground ( ગ્રાઉન્ડ્ )જમીન.
Broke , બ્રોક્ ) ભાગી ગયો.
Began ( બી ગૅન્ ) માંડ્યું.
To cry ( ટુ ક્રાઈ ) રડવાને.
Is broken ( ઇઝ્ બ્રોકન્ ) ભાગેલો છે.
Mean ( મીન્ ) ધારવું.
Fault ( ફૉલ્ટ્ ) વાંક.
Finds out ( ફાઇન્ડ્સ્ આઉટ્ ) ને માલુમ પડશે.
Get angry ( ગેટ્ ઍન્ગ્રી ) ગુસ્સે થવું.
Hide ( હાઇડ્ ) છુપાવવું.
Sorry ( સૉરી ) દીલગીર.
Prehaps ( પ્રેહૅપ્સ્ ) કદાચ.
Afraid ( અફ્રેડ્ ) બીનેલો.
I am afraid ( આઇ ઍમ્ અફ્રેડ્ ) મને બીક લાગેછે.
Were speaking ( ઉવેર્ સ્પીકિંગ્ ) બોલતા હતા.
Chair ( ચેર્ ) ખુરશી.

Stood ( સ્ટૂડ્ ) ઉભા રહ્યા.
Quietly ( ક્વાયટ્લી ) ચૂપકીથી.
Downwards ( ડાઉન્‌વર્ડ્સ્ ) નીચે.
Matter ( મૅટર ) ચીજ; બનાવ.
To sob ( ટુ સૉબ્ ) ડુસકાં ભરવાને.
Burst into tears ( બર્સ્ટ ઈન્ટુ ટીઅર્સ્ ) દડદડ આંસુ પાડવા લાગ્યો.
Has hurt ( હૅઝ્ હર્ટ ) ઈજા કરીછે.
Do not be afraid ( ડુ નૉટ્ બી અફ્રેડ્ ) બીતા નહી.

## PPRASES.

I did not mean to push you—મેં તમને ધક્કો મારવાનું ઇચ્છયું ન હતું. Some time or other કોઇને કોઈ વખતે. You had better tell your father—તમે તમારા બાપને કહો તો વધારે સારૂં. Some thing was the matter કંઈક બનાવ બન્યો છે. What is the matter? શું બનાવ બન્યો છે?

## પાઠ ૨૨ મો. સાચું બોલો.

વેંકટ અને કમળા નામે બે છોકરાં હતાં. એક દીવસે તેઓ ઘરના અગાડીના બારણામાં રમતા હતાં. મેજ ઉપર તક્તો હતો અને તેઓએ જોયો નહી. જેવા તેઓ રમતા હતા તેવા વેંકટે મેજ સામે કમલાને ધક્કો માર્યો. તક્તો જમીન ઉપર પડયો અને ભાગી ગયો. બન્ને છોકરાં રડવા મંડયા. કમલા—“ ભાઈ શામાટે તમે મને ધક્કો માર્યો? જુઓ! કાચ ભાગેલો છે.” વેંકટ—તમને ધક્કો મારવાને મેં ઇચ્છયું ન હતું. હવે આપણે શું કરીશું? બધો તમારો વાંક છે. કમલા આપણે બન્ને રમતાં હતાં. મારો વાંક છે એમ તમે કેમ કહો છો? તમારો પણ વાંક છે પણ આપણે શું કરીશું? વેંકટ—જો બાપા જાણશે તો ગુસ્સે થશે. આપણે તેને કંઇક સંતાડી શું? કમલા—ના! ના! કોઇને કોઈ

વખત તે જણાઇ જશે. આપણે બાપાને જણાવીએ અને કહીએ કે અમે દીલગીર છીએ તો વધારે સારૂં થાય. કદાચ ત્યારપછી તે એટલા બધા ગુસ્સે થશે નહિ. વેંકટ—તે ગુસ્સે થાય તેની મને બીક લાગે છે. માને કહીએ તો વધારે સારૂં, નહી ? કદાચ તે બાપાને ગુસ્સે નહી થવાને કહેશે. જેવા તેઓ બોલતા હતા તેવા તેમની મા ઓરડામાં આવી. તેણી થાકી ગઈ હતી અને ખુરશી ઉપર બેઠી. છોકરાં તેની પાસે ગયાં અને તેની પાસે શાંતિ થી નીચે જોતાં ઉભાં રહ્યાં. માએ જોયું કે કંઈનું કંઇક બન્યું છે. તેણીએ કહ્યું " શા માટે તમે એટલા બધા શાંત ઉભા છો ? તમે કંઈ બગાડ કર્યું છે ? " કમલા ત્યારપછી ડુસકાં ખાવા લાગી અને વેંકટ દડદડ આંસુ પાડવા લાગ્યો. ત્યારપછી માએ કહ્યું " છોકરાં, તમે કેમ રડો છો ? કોઇએ તમને ઈજા કરી છે ? શું થયું છે ? રડશો નહી. " કમલા—મા અમે રમતાં હતાં, અને અમારાથી તકતાને ધક્કો લાગ્યો અને તે ભાગી ગયો. અમે ઘણા દીલગીર છીએ, અને અમને બીક લાગે છે કે બાપા અમારી જોડે ગુસ્સે થશે. મા—એમ છે કે ! તમે તકતો ભાગ્યો તેથી હું દીલગીર છું પણ તમે મને સાચું કહ્યું તે માટે હું ઘણી ખુશીછું. બીતા નહી. હું તમારા બાપને કહીશ. તે તમારી જોડે ગુસ્સે થશે નહી, કારણ કે તમે સાચું બોલ્યા છો.

---

## Lesson 23. પાઠ ૨૩ મો.

## THE BOAT.

Boat ( બોટ્ ) હોડી.
Deep ( ડીપ્ ) ઉંડો.
River ( રિવર્ ) નદી.
Water ( વૉટર્ ) પાણી.
Close by ( ક્લોઝ બાઇ ) નજીક.
Bridge ( બ્રિજ્ ) પુલ.
Across ( અક્રૉસ્ ) આરપાર.
Underneath ( અંડર્ નીથ્ ) નીચે.

Sides ( સાઇડ્સ્ ) બાજુ.
Banks ( બૅન્કસ્ ) કીનારા.
Run to ( રન્ ટુ ) વહેછે.
As if ( ઍઝ્ ઈફ્ ) જાણેકે.
Flow ( ફ્લો ) વહેછે.
Over ( ઓવર્ ) ઉપર થઈને.
Sea ( સી ) દરીઆ.
At last ( ઍટ્ લાસ્ટ્ )છેવટે.
Falls ( ફાલ્સ ) પડેછે.
Clouds ( ક્લાઉડ્સ )વાદળાં.
Tied ( ટાઇડ્ ) બાંધેલી.
Nearer ( નીઅરર્ ) વધારે પાસેના.
Made of ( મેઇડ્ ઑફ્ ) બનાવેલું.
Wood ( વૂડ્ ) લાકડું.
Floats ( ફ્લોટસ્ ) તરેછે.
What for ( વૅાટ્ ફૉર્ ) શાને માટે.
Has set ( હૅઝ સેટ્ ) આ થમ્યો છે.
Ladder ( લૅડર્ ) નીસરણી.
Steps ( સ્ટેપ્સ )પગ થીઆં.
Top step ( ટૉપ્ સ્ટેપ્ ) મથાળાનું પગથીઉં.
Poles ( પોલ્સ્ ) ડંડિકા.
Boatman ( બોટ્મૅન્ ) હોડીવાળો.
Dark ( ડાર્ક્ ) કાળી.
Sha low ( શૅડો ) પડછાયો.
Up side ( અપ્ સાઇડ્ ) ઉંધી વળેલી.
Far away ( ફાર્ અવે ) ઘણે દુર.
Fills ( ફિલ્સ્ ) ભરે છે.

## PHRASES.

That goes quite across—જે છેક એક પારથી બીજે પાર જાય છે. What are they for—તેઓ શામાટે છે ? What makes that boat go ? શાથી હોડી ચાલે છે ?

## પાઠ ૨૩ મો. હોડી.

આ પાણીથી ભરપુર ઉંડી નદી છે. આપણે પગથી તેની આરપાર જઇ શકીએ નહી. પણ નજીક એક પૂલ છે કે જે તદન એક પારથી બીજે પાર સુધી છે. તમે પૂલની ઉપર થઇને જાણે કે તે એક રસ્તો હોય તેમ નદી ઉપર થઈને ચાલી શકો. તેના ઉપર

તમે આમતેમ દોડતાં હમણાં કેટલાંક માણસોને જોશો. નદી પૂલની નીચે થઇને વહેછે. નદીની બે બાજુઓ કીનારા કહે વાય છે. પાણી કીનારા વચ્ચે વહે છે. નદી કયાં વહે છે ? બધી નદીઓ જમીન ઉપર થઇને વહેછે અને છેવટે દરીઆમાં મળે છે. નદીનું બધું પાણી કયાંથી આવે છે ? તે વાદળાંમાંથી જમીન ઉપર પડે છે અને નદીમાં વહે છે. ઘણા નજીકના કીનારા પાસે બાંધેલી પેલી હોડી કેવી સુંદર અને મોટી છે ! તે લાકડાનું બનાવેલું નાનું ઘર છે, અને તે પાણી ઉપર તરે છે. તેને અંદરની બાજુએ બારીઓ અને બારણાવાળા ઓરડા છે. ચાર બારીએ ઉઘાડી છે અને સાત વાસેલી છે. બારણું ઉઘાડું છે. હોડીને મથાળે હું બે ખુરશીઓ જોઉંછું. તે શાને માટે છે. જ્યારે સાંજે સુર્ય આથમે છે અને ઠંડી હવા વાય છે ત્યારે હોડીમાંના ગૃહસ્થોને બેસવા માટે તેઓ છે. તમે ટુંકી નીસરણીથી મથાળે પહોંચી શકો. તેને ત્રણ પગથીઆં છે. એક માણસ મથાળાના પગથીએ બેઠાછે. હોડી દોરડાથી કીનારે બાંધવામાં આવે છે. પાણીમાં થઇને હોડી કેવી રીતે ચાલે છે ? માણસો વાંસડાથી તે અગાડી ધકેલે છે. હોડીવાળો તેના હાથમાં વાંસડો લઇને હવે હોડીને મથાળે ઉભો છે. હોડી નીચે પાણીમાં પેલી કાળી ચીજ શું છે ? તે હોડીનો પડછાયો છે. તે ઉંધી વળી ગયેલી બીજી હોડી જેવો દેખાય છે. બીજા કીનારાની નજદીક દૂર આના જેવી હોડી હું જોઉંછું. વરસાદ નદીઓને ભરે છે. નદીઓ દરીઆમાં વહેછે.

---

## Lesson 24. પાઠ ૨૪ મો.

## TIME PAST AND PRESENT.

| | |
|---|---|
| Past ( પાસ્ટ્ ) પસાર થઇ ગએલો. | Am ( ઍમ્ ) છું. |
| | Was ( વૉઝ્ ) હતો. |
| Present ( પ્રેઝન્ટ્ ) ચાલતો. | Gave ( ગેવ્ ) આપ્યું. |

Had ( હૅડ્ ) નીપાસે હતું.
Went ( વેન્ટ્ ) ગયો.
- eard ( હર્ડ્ ) સાંભળ્યું.
Got ( ગૉટ્ ) મેળવ્યું.
Does ( ડઝ્ ) કરેછે.
Has ( હૅઝ્ ) નીપાસે છે.
Came ( કેમ્ ) આવ્યો.
Wake ( વેક્ ) જાગવું.
Sat ( સૅટ્ ) બેઠો.
Bring ( બ્રિંગ્ ) લાવવું.
Bought ( બૉટ્ ) ખરીદ્યું.
Eat ( ઇટ્ ) ખાવું.
Ate ( એટ્ ) ખાધું.
Saw ( સૉ ) જોયું.
Slept ( સ્લેપ્ટ્ ) ઉંઘ્યો
Drank ( ડ્રૅન્ક્ ) પીધું.
Drink ( ડ્રિન્ક્ ) પીવું.

## પાઠ ૨૪ મો. વર્તમાન અને ભૂતકાળ.

હું કહું છું; મેં કહ્યું. હું કરૂં છું; મેં કર્યું. હું છું; હું હતો. હું આપું છું; મેં આપ્યું. હું કહું છું; મેં કહ્યું. મારી પાસે છે; મારી પાસે હતું. હું જાઉં છું; હું ગયો. હું સાંભળું છું; મેં સાંભળ્યું. હું મેળવું છું; મેં મેળવ્યું. તે કહે છે; તેણે કહ્યું. તે કરેછે; તેણે કર્યું. તે છે; તે હતો. તે આપેછે; તેણે આપ્યું. તે કહેછે; તેણે કહ્યું. તેની પાસે છે; તેની પાસે હતું. તે જાય છે; તે ગયો. તે સાંભળે છે; તેણે સાંભળ્યું. તે મેળવેછે, તેણે મેળવ્યું. હું આવું છું; હું આવ્યો. હું જાગું છું; હું જાગ્યો. હું બેસું છું; હું બેઠો. હું લાવું છું; હું લાવ્યો. હું ખરીદુંછું મેં ખરીદ્યું. હું પીઉંછું. મેં પીધું. હું ખાઉં છું; મેં ખાધું. હું જોઉં છું. મેં જોયું. હું ઉંઘું છું હું ઉંઘ્યો. તે આવે છે; તે આવ્યો. તે જાગે છે; તે જાગ્યો. તે બેસે છે; તે બેઠો. તે લાવે છે; તે લાવ્યો. તે ખરીદે છે.; તેણે ખરીદ્યું. તે પીવેછે; તેણે પીધું. તે જુએ છે; તેણે જોયું. તે ઉંઘેછે . તે ઉંઘ્યો.

## Lesson 25. પાઠ ૨૫ મો.

## THE STARS.

Bright ( બ્રાઈટ્ ) પ્રકાશીત.
Shine ( શાઇન્ ) ચમકેછે.
So many ( સો મૅની ) એટલા બધા.
Seem ( સીમ્ ) દેખાય છે.
Twinkle ( ટ્વિન્કલ્ ) ચમકે છે; ઝળકેછે.
Diamonds ( ડાયમન્ડ્સ ) હીરા.
Day-time ( ડે-ટાઇમ્ ) દીવસના વખતમાં.
Wonder ( વન્ડર્ ) અજાય-બપામું છું.
Above ( ઍબવ્ ) ઉપર.
World ( વર્લ્ડ ) દુનીઆ.
Blazing ( બ્લેઝીંગ્ ) તપતો.
Dew ( ડ્યુ ) ઝાકળ.
Wet ( વેટ્ ) ભેજવાળું.

## PHRASES.

They seem to open and shut—તેઓ ઉઘડતા અને બંધથતા દેખાય છે.

### પાઠ ૨૫ મો. તારા.

જ્યારે સૂર્ય આથમે છે ત્યારે પ્રકાશીત તારા રાત્રે ચળકે છે. તેઓ એટલા બધા છે કે આપણે તેમને ગણી શકતા નથી. તેઓ ઉઘડતા અને બંધ થતા દેખાય છે. અને તેથી આપણે કહીએ છીએ કે તેઓ ચમકે છે. તેઓ આકાશમાં હીરા જેવા દેખાય છે. દીવસના વખતમાં આપણે તેમને સૂર્યના પ્રકાશીત અજવાંળાને લીધે જોઈ શકતા નથી.

નાના તારા, ઝમક, ઝમક, તમે શું છો તે જોઇને હું કેવો અજાયબ થાઉં છું! દુનીઆની ઉપર એટલે બધે ઊંચે આકાશમાં હીરા પેઠે ચળકેછે. જ્યારે તપતો સૂર્ય આથમેછે, જ્યારે ઘાસ ઝાકળથી

ભિજવાળું હોયછે; ત્યારે તમે તમારૂં ઝાંખું અજવાળું બતાવેછો. આખી રાત ઝળકો; ઝળકો.

---

## Lesson 26 પાઠ ૨૬ મો.

### DINNER.

Dinner ( ડિનર્ ) ખાણું.
Meal ( મીલ્ ) ખાણું.
Coffee ( કૉફી ) બુંદ; કાફી.
Rice cake ( રાઇસ્ કેઇક્ ) ચોખાની પુરી.
Left ( લેફ્ટ્ ) છોડી દીધું.
Hungry ( હન્ગ્રી ) ભૂખ્યા.
Thirsty ( થર્સ્ટી ) તરસ્યા.
Having ( હેવિંગ્ ) લઇને.
Pretty ( પ્રેટી ) સુંદર.
Graden ( ગાર્ડન્ ) બગીચો.
Flower-pots ( ફ્લૉવર્ પૉટ્સ્ ) ફુલનાં કુંડાં.
Plate ( પ્લેઇટ્ ) રકાબી.
Boiled ( બૉઇલ્ડ્ ) રાંધેલા.
Flat ( ફ્લૅટ્ ) ચપ્તી.
Dish ( ડિશ્ ) રકાબી.
Curry ( કરી ) કઢી.
Chutney ( ચટની ) ચટણી.
Hot ( હૉટ્ ) ગરમ.
Chilies ( ચિલિઝ્ ) મરચાં.
Pepper ( પેપર્ ) મરી.
Middle ( મિડલ્ ) વચ્ચેનો.
Handful ( હૅન્ડ્ફુલ્ ) કોળીઓ.
Is pouring ( ઇઝ્ પોરિંગ્ ) રેડે છે.
Red ( રેડ્ ) રાતાં.
Supper ( સપર્ ) સાંજનું ખાણું.
Will have ( વિલ્ હેવ્ ) મળશે.
Idle ( આઇડલ્ ) આળસુ.

### PHRASES.

They have had no food—ખોરાક મળ્યો નહોતો.
They will go to sleep—તેઓ ઉંઘી જશે.

## પાઠ ૨૬ મો. ખાણું.

ત્રણ માણસો તેમનું ખાણું ખાતા આ રહ્યા. દીવસના પહેલા ખાણાને આપણે હાજરી કરીએ છીએ. હમણા એક વાગ્યો છે. આ ત્રણ માણસોએ આખી સવાર સખત કામ કર્યું છે. તેઓએ ઘર મુક્યું તે પહેલાં તેઓની પાસે પીવાને કેટલીક કાફી અને ખાવાને ચોખાની પુરી હતી. તે તેઓની હાજરી હતી. પણ ત્યારે આઠ વાગ્યા હતા. પાંચ કલાક સુધી તેઓએ ખોરાક લીધો ન હોતો, અને તેઓ હવે ભૂખ્યા અને તરસ્યા છે. તેથી એક સુંદર બગીચામાં કેટલાક ફુલનાં કુંડા પાછળ કે જ્યાં તેમને કોઈ જોઈ શકે નહી ત્યાં તેઓ તેઓનું ખાણું લેવાના છે. દરેક માણસપાસે તેની અગાડી રકાબી છે. રકાબીઓ ઉપર કેટલોક સુંદર ધોળો રાંધેલો ભાત છે. દરેક રકાબીની નજીક કઢી અને ચટણીથી ભરેલી એક નાની ચત્તી રકાબી તમે જુઓછો. કઢી ઘણી ગરમ છે. તેમાં મરચાં અને મરી છે. એક માણસ હમણાજ કેટલુંક પાણી પાવેછે. વચલો માણસ તેના હાથથી ભાતનો એક કોળીઓ લેછે. ત્રીજો માણસ તેના હાથ ઉપર થઈને એક નાના વાસણમાંથી કેટલુંક પાણી રેડેછે. તે તેનાથી ખાયછે તે પહેલાં તે તેનો હાથ ધોશે. મરચાં બાગમાં ઉગેછે. તેઓ ઘણાં ગરમ હોયછે કેટલાંક લાંબાં હોયછે, કેટલાંક ગોળ હોયછે, કેટલાંક લીલાં હોયછે. અને કેટલાંક રાતાં હોયછે. જે ખાણું આપણે રાત્રે લઈએ છીએ તેને આપણે વાળુ કહીએ છીએ. આઠ વાગે રાત્રે આ માણસોને તેઓના વાળુ માટે કેટલી વધારે કઢી અને ચોખા મળશે. તેઓ ઘેર આવશે ત્યાર પછી તેઓ સુઈ જશે અને ઉંઘી જશે. આળસુ માણસ ઉંઘી શકતો નથી. જો તમે સારી રીતે ઉંઘવા માગતા હો તો તમારે સખત કામ કરવું જોઈએ.

આપણને સવારમાં હાજરી હોયછે. આપણને દીવસે જમણ હોયછે. આપણને રાત્રે વાળુ હોય છે.

---

## Lesson 27. પાઠ ૨૭ મો.

## THE HUNGRY BOY.

Naughty ( નૉટી) ખરાબ.
To get ( ટુ ગેટ્ ) લાવવાને.
To help ( ટુ હેલ્પ્ ) મદદ કરવાને.
Pieces ( પીસીસ્ ) કકડા.
Laughing ( લાફિંગ્ ) હસતો.
Ought to ( ઑટ્ ટુ ) જોઇએ.
To tease ( ટુ ટીઝ્ ) ચીઢવવાને.
To please ( ટુ પ્લીઝ્ ) ખુશી કરવાને.
Ready ( રેડી ) તૈયાર.
Polite ( પોલાઇટ્ ) નમ્ર.

If you please—જો આપની મરજી હોય તો.
Ma'am ( મૅમ્ ) બાઇસાહેબ.
Madam ( મૅડમ્ ) બાઇસાહેબ.
Good-night ( ગૂડ્-નાઇટ્ ) સાહેબજી; રાત્રીની સલામ.
Part ( પાર્ટ્ ) જુદા પડવું.
Good-buy ( ગૂડ-બાઇ ) સાહેબજી, છૂટા પડતી વખતની સલામ.
Good-evening ( ગૂડ્ ઈવનિંગ્ ) સાંજની સલામ

### PHRASES.

Broke to pieces—કકડે કકડા કરી નાખ્યા. We ought to be kind—આપણે માયાળુ થવું જોઇએ.

### પાઠ ૨૭ મો. ખરાબ છોકરો

આ નાની છોકરી આજ સવારે તેની માવાસ્તે કેટલુંક પાણી લાવવાને કુવે જતી હતી. તેનો ભાઈ તેને મદદ કરવાને તેની સાથે ગયો પણ ખરાબ છોકરે શું કર્યું તેવિષે તમે શું ધારોછો ! જેવો તે તેની બેન પાછળ ચાલતો હતો તેવો તેણે તેણીને ધક્કો માર્યો; જેથી કરીને વાસણ પડી ગયું અને કકડે કકડા થઈ ગયા તેની ગરીબ

નાની બેન કે જે રડવા લાગી તેના તરફ હસતો તે ઉભો રહ્યો. કારણકે તેણીને બીક લાગીકે, તેણીની મા તેણીની સાથે ગુસ્સે થશે. આપણે આપણાં ભાઈ બેન જોડે માયાળુ થવું જોઈએ. આપણે તેમને ચીઢવવાં જોઈએ નહી. આપણે તેમને ખુશી રાખવાને કોશેષ કરવી જોઈએ. આપણે હંમેશાં તેમને મદદ કરવાને તૈયાર થવું જોઇએ, અને આપણે દરેક જણ જોડે નમ્ર થવું જોઈએ. જ્યારે આપણે કોઇ વસ્તુ માગીયે "ત્યારે આ મને આપો" એમ આપણે કહેવું જોઇએ નહી, પણ "જો તમારી મરજી હોય તો, અથવા મેહરબાની કરીને મને આ આપો" એમ આપણે કહેવું જોઈએ. અને જ્યારે આપણને કંઇ જોઇતું ના હોય ત્યારે "ના, તમારો આભાર માનું છુ એમ આપણે કહેવું જોઇએ. જ્યારે આપણે ગૃહસ્થ જોડે બોલીએ ત્યારે "સાહેબ" અને જ્યારે આપણે બાઈ જોડે બોલીએ ત્યારે "મૅડમ અથવા મૅમ સાહેબ" એમ આપણે હંમેશાં કહેવું જોઇએ. જ્યારે તમે પહેલી વખત તમારાં મા, બાપ, ભાઈ અને બેનને સવારમાં જુઓ ત્યારે "ગુડ્ મૉર્નિંગ્ નમસ્કાર" કહેવું જોઈએ, અને જ્યારે તમે રાત્રે સુવા જાઓ ત્યારે તેમને "ગુડ્ નાઇટ રાત્રીના પ્રણામ" તમે કહેજો. જ્યારે તમે ભાઇ બંધ જોડે જુદા પડો ત્યારે "ગુડ્બાય્, સાહેબજી" કહેજો. સ્કુલમાં જ્યારે તમે તમારા શિક્ષકને મળો ત્યારે "ગુડ્ મૉર્નિંગ્ સર, સાહેબ, સવારના પ્રણામ" અને જ્યારે તમે સ્કુલ છોડો ત્યારે "ગુડ્ ઈવનિંગ્ સર) સાંજના પ્રણામ કહેજો.

## નમ્ર થાઓ.

સારાં નાના છોકરાંએ કદી "મારી મરજી છે અથવા મને આ આપો" એમ કહેવુ જોઇએ નહી. નહી! તે તદન રીત નથી. "જો તમારી મરજી હોય તો મા" એમ કહો. અને ગૃહસ્થને "હાં, સાહેબ, બાઇજીને હા, મૅમ સાહેબ" એમ કહો.

---

## Lesson 28. પાઠ ૨૮ મો.

## A WALK IN FIELDS.

Walk ( વૉક્ ) ફરવા જવું તે.
Life ( લાઇફ્ ) જીંદગી.
Beast ( બીસ્ટ્ ) ફાડી ખાનારૂં પ્રાણી.
Knew ( ન્યુ ) જાણ્યું.
Ill ( ઇલ્ ) માંદો.
Thin ( થિન્ ) પાતળો.
Weak ( વીક્ ) નબળો.
Sent ( સેન્ટ્ ) મોકલ્યો.
Tank ( ટૅન્ક્ ) તળાવ.
Has not risen ( હૅઝ્ નૉટ્ રિઝન્ ) ઉગ્યો નથી.
Mango-tree ( મૅન્ગો-ટ્રી ) આંબાનું ઝાડ.
Mangoes ( મૅન્ગોઝ્ ) કેરી.
Ugly ( અગ્લી ) બેડોળ.
Flying ( ફ્લાઇંગ્ ) ઉડતું.
Bat ( બૅટ્ ) ચામાચીડીઉં.
Mouse ( માઉસ્ ) ઊંદર.
Wings ( વિંગ્ઝ્ ) પાંખો.
Owl ( આઉલ્ ) ઘુવડ.
Monkey ( મન્કી ) વાંદરો.
Tail ( ટેઇલ્ ) પુંછડી.
Back ( બૅક્ ) પીઠ.
Hanooman ( હનૂમાન્ ) એક જાતની વાંદરાની જાત.

Fields ( ફિલ્ડ્સ્ ) ખેતરો.
Sounds ( સાઉન્ડ્સ્ ) અવાજ.
Wheels ( વ્હીલ્સ્ ) પૈડાં.
Carriage ( કૅરેઇજ્ ) ગાડી.
Rajah ( રાજાહ્ ) રાજા.
Drive ( ડ્રાઇવ્ ) સવારની મુસાફરી.
Beautiful ( બ્યુટીફુલ્ ) સુંદર.
Peacock ( પીકૉક્ ) મોર.
Gold ( ગોલ્ડ્ ) સોનેરી.
Grain ( ગ્રેઇન્ ) અનાજના દાણા.
Tame ( ટેઇમ્ ) હળી ગયેલું.
Hullo ( હલો ) હોં !
Quick ( ક્વિક્ ) ઉતાવળ કરો.
Snake ( સ્નેઇક્ ) સાપ.
Back ( બૅક્ ) પાછા હઠો.
Hissed ( હિસ્ડ ) ફુંફવાડો માર્યો.
Nearly ( નીઅર્લી ) લગભગ.
Cobra ( કોબ્રા ) ઝેરીજંગી સાપ.

Bit ( બિટ્ ) કરડયો.
Die ( ડાઈ ) મરીજવું.
Snake king ( સ્નેઇક્ કિંગ્ ) સાપનો રાજા.
Pulled ( પુલ્ડ્ ) ખેંચ્યું.
Hare ( હેર્ ) સસલું.
Narsoo ( નર્સૂ ) નામ છે.
Farmer ( ફાર્મર્ ) ખેડુત.
To plough ( ટુ પ્લાઉ ) ખેડવાને.
Oxen ( ઑક્સન્ ) બળદો

## PHRASES.

It will do you good—તે તમને લાભ કરશે. This will take us an hour—એનાથી આપણને એક કલાક લાગશે. This is uot the time—મોસમ નથી. It will then be getting hot—ત્યારપછી તડકો થવા માંડશે. But they never can—પણ તેઓના થી કદી બની શકતું નથી. I will take you back ( હું તમને પાછો લઈ જઇશ.

### પાઠ ૨૮ મો. ખેતરોમાં મજલ.

રામૂ એક છોકરો હતો કે જે તેની આખી જીંદગી ગામડામાં રહ્યો હતો. તે શહેર વિષે કંઇ જાણતો ન હતો તે તેના દેશમાં કોઇ પણ પક્ષીનું,પશુનું અથવા ઝાડનુ નામ કહી શકતો. તે બાર વરસની ઉમ્મરનો હતો. તે હોંશીઆર છોકરો હતો તેને એક રંગૂ નામનો પીત્રાઇ ભાઈ હતો કે જે નવ વરસની ઉમ્મર નો હતો. રંગૂ હંમેશાં શહેરમાં રહયો હતો તે ગામડા વિષે કંઈ જાણતો ન હતો. તે પશુપક્ષીઓ વિષે ઘણું થોડું જાણતો હતો. એક વખત તે માંદો પડયો અને પાતળો અને નબળો પડીગયો. તેના બાપે તેને ગામડામાં તેના પીત્રાઈભાઈ રામુ સાથે રહેવાને મોકલ્યો. તેણે કહ્યું "ગામડાની હવા સારીછે. તેનાથી રંગુ સારો થશે." એક સવારે બે છોકરાઓ ગામડામાં ફરવાને માટે ગયા. રામુ— રંગુ, આ સુંદર દહાડો છે. હમણાજ છ વાગ્યા છે. મારી સાથે ફરવા ચાલ. તેનાથી તને ફાયદો થશે. તમે ઘણી ચીજો કે જે તમે શહેરમાં જોતા નથી તે જોશો. ટોપી અને જોડા પહેરો.

રંગૂ— અરે ! રામૂ, તમારો આભાર માનું છું. હું તમને રસ્તે થઈને લઈ જઈશ. ત્યાર પછી આપણે ખેતરોની આરપાર થઈને તળાવ તરફ ચાલીશું. ત્યાર પછી આપણે પાછા આવીશું. આથી આપણને એક કલાક લાગશે. ત્યાર પછી તડકો થશે. હમણાં તદન ઠંડું છે. સૂર્ય ઉગ્યો નથી. રંગૂ—કેવું સુંદર ઝાડ તે છે! તે શું છે રામૂ? રામૂ—તે આંબો છે. રંગૂ—હું તેના ઉપર કોઈ કેરી જોઈ શકતો નથી. આ કેરીની મોસમ નથી. જુન અથવા જુલાઈ સુધી આપણને તે મળશે નહી. રંગૂ—અરે રામૂ! ઉપર થઈને ઉડી જતું પેલું બેડોળ કાળું પક્ષી શું છે? રામૂ—તે પક્ષી નથી તે ચામાચીડીઉં છે. તે પાંખોવાળા ઊંદરના જેવું દેખાય છે. તે ધુવડની પેઠે આખો દીવસ ઊંઘે છે અને રાત્રે અમતેમ ઉડે છે. તે ચામાચીડીઉં છે. કોઈ જુની ભીંતમાં અથવા કોઈ ઝાડમાં આવેલા તેના માળામાં ઘેર ઉડી જાય છે. પણ તમે કેમ ઉભા રહ્યા છો? રંગૂ— હું ઝાડમાં કંઈક જોઉં છું. ત્યાં જુઓ, હું ધારૂં છું કે તે વાંદરો હોવો જોઈએ. મેં એક વખત વાંદરો જોયો પણ તે આના જેવો નહતો. રામૂ—હા! હવે હું તેને જોઈ શકું છું. તેના ડાબા હાથથી ડાંખળીને પકડી રહેલો છે. તેની પીઠ ઉપર થઈને હવામાં તેની પૂછડી તે રાખે છે. તે આપણા તરફ જુએ છે. હા તે હનુમાન વાંદરો છે. આ ખેતરોમાંના ઝાડોમાં ઘણાં વાંદરાં છે. રંગૂ— હું પૈડાંના આવાજ સાંભળી શકું છું. અહીંઆં એક ગાડી આવે છે. રામૂ—હા, ચાલો આપણે રસ્તાની એક બાજુએ થઈ જઈએ. મેં કદી પહેલાં આવી સારી મોટી ગાડી જોઈ નથી. તે કોણ હશે! રંગૂ— હું તને તે કહું. રામૂ—તે રાજા છે. તે અમારા શહેરમાં રહે છે. હુ તેને તેની ગાડીમાં વારે ઘડીએ જોઉં છુ. તે કોઈ મોટા માણસને મળવાને અહીંઆં આવ્યો છે તે તેની સવારની મજલ માટે ફરવા જાયછે તે ઘણો પૈસાદાર માણસ છે અને તે ઘણા મોટા ઘરમાં રહેછે. રામૂ—ઠીક, ચાલો આપણે રસ્તો છોડી દઈએ. ચાલો આપણે ખેતરોની આરપાર જઈએ. તળાવ પેલું રહ્યું. તમે તે જોઈ શકો છો? રંગૂ—ઝાડ ઉપર પેલુ સુંદર પક્ષી શું છે? મેં કદી આવું સુંદર

પક્ષી પહેલાં જોયું નથી. રામૂ—હા, રંગૂ, તે સુંદર પક્ષી છે. તે મોર છે. અમે તેને પક્ષીઓની રાણી કહીએ છીએ. બધી લીલી અને સોનેરી તેની પૂછડી તરફ જુઓ. આપણા ઘરની લગોલગ ઝાડ ઉપર તે વારંવાર બેસે છે.અમે તેને ખાવાને દાણા આપીએ છીએ. તે ઘણું હળી ગયેલું છે. તે નીચે ઊડી આવેછે અને દાણા ખાય છે. રંગૂ—મેં મોરવીષે વારંવાર સાંભળ્યું છે,પણ મે. અગાઉ એકકે જોયો નહી. હાં ! શું થયું ? શા માટે તમે મને પાછા ખેંચ્યો છો ? રામૂ—રંગૂ! રંગૂ! પાછા આવો! ઉતાવળ કરો!ઉતાવળ કરો ! તમારી લગોલગ તમે આપને જોઈ શકતા નથી ? પાછા હઠો! પાછા હઠો ! રંગૂ— હા ! હા ! તેણે કેવા ફુંફ વાડા માર્યા ! કેવો ગુસ્સે તે દેખાય છે! કેવો તે તેનુ માથું ઊંચું રાખેછે! રામુ— તે નાગ છે. એક ઘણો મોટો નાગ ! જો તે તમને કરડયો હોત તો તમે મરી જાત. કોઈપણ રીતે તમે બચત નહી. તે મોટો નાગનો રાજા છે. તેનાથી દુર રહો તે આ ખેતરમાંના દરમહો રહે છે. દરેક જણ તેનાથી બીવેછે. રંગૂ—તમે મને પાછો ખેંચ્યો તે માટે હું ખુશી છું. હવે આપણે બીજા ખેતરમાં સહીસલામત છીએ. નાગના રાજા, સાહેબજી ! હુ તને ફરીથી મલવાને માગતો નથી. રામૂ— રંગૂ, પેલી સુંદર નાની ચીજ શું છે તે તમે જાણો છો ? તે દોડી જાય તે પહેલાં તેના તરફ જુઓ. આપણે તેને જોતા નથી એમ તે ધારે છે. એટલી બધી શાંતીથી તે કેમ બેઠું છે તે તેને સમજે છે. રંગૂ—ના મે કદી પહેલાં તેને જોયું નહતું. રામૂ—તે સસલું છે. તે ખેતરોમાં રહેછે. તે ઘણી ઊતાવળથી દોડે છે. કેવા લાંબા કાન તેને છે ? તમે તેને કદી પકડી શકો નહી. કુતરા તેને પકડવાને યત્ન કરેછે,પણ તેઓ કદી પકડી શકતા નથી. તે ઘણી ઊતાવળથી દોડે છે. રંગૂ—રામૂ, ખેતર આગાડી દોડતો આ માણસ કોણ છે ? રામૂ—તે નમ્રૂં ખેડૂત છે. તે તેનાં ખેતર ખેડવાને જાય છે. તે તેની સાથે તેના બે બળદ લઇ જાય છે. તે સવારમાં ઘણો વહેલો તેને કામે જાય છે. રંગૂ—રામૂ, ચાલો આપણે હવે પાછા ફરીએ.

પણ મેહરબાની કરીને આપના રાજા પાસે જતા નહો. રામૂ—અરે ના ! હું તમને બીજે રસ્તે થઇને પાછા લઈ જઇશ. આપણને તદ્દન લાંબી મજલ મળી.

---

## Lesson 29. પાઠ ૨૯ મો.

## THE LITTLE BOY'S GOOD NIGHT.

To peep ( ટુ પીપ્ ) ડોકી-આં કરવાને.
Asleep ( એસ્લીપ્ ) ઉંઘેલા.
Darling ( ડારલિંગ્ ) વહા-લકડાં.
Words ( વર્ડ્ઝ ) શબ્દો.
Flowers ( ફ્લૉવર્ઝ્ ) ફુલો.
Kiss ( કિસ્ ) બાકી દેવી; ચુંબન કરવું.
Far and near—પાસે ના અને દુરના.

### PHRASES.

It is time—વખત થયો છે. All night awake you keep—આખી રાત તમે જાગતા રહો છો.

### પાઠ ૨૯ મો.

### નાના છોકરાની રાતની સલામ.

સૂર્ય તેનું આજવાળું હવે વધારે વખત આપતો નથી. તારા ડોકીઆં કરવા માંડે છે, બધાને "સાહેબજી" કહેવાનો વખત થયો છે. પક્ષીઆં બધાં ઉંઘેલાં છે. તમે વહાલકડાં નાનાં પક્ષીઓ, રાતની સલામ ! જ્યાં સુધી સવાર પડે ત્યાંસુધી સારી પેઠે ઉંઘો, મારી ખાતરી છે કે, જો તમે શબ્દોમાં ગાઈ શકતા હોતતો તમે "રાતની સલામ" કહી હોત. મારાં સુંદર ફુલો, "રાતની સલામ ! સાહેબજી !" તમે ઉંઘી જઇ શકતાં નથી. અને બધા તારાઓ કે જે એટલા બધા પ્રકાશથી ચળકેછે તે તે બધા તમે આખી રાત જાગોછો ! મારા પિતાજી, મારાં માતાજી, "પ્રણામ" હવે તમારા નાના છોકરાને બાકીદો, મારા મિત્રો, આઘેના અને પાસેના, નમસ્કાર ! દરેક જણને નમસ્કાર.

---

---


Prin'ed & Published by V. V. Pathak Jagadiswar Press
Girgaon Gafwadi House No 2 Bombay.